જૈન શ્વેતાંબર સંપ્રદાયનો

# ઇતિહાસ

લેખક

શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપગચ્છીય

ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી

C/o શ્રી ધરમચંદ કેસરીચંદ ઝવેરી.

ન્રીન્સેસ ચોપાટી, સુમન હાઉસ, ચોથે માળે રૂમ નં. ૧૪

મુંબઈ, નં. ૭

પહેલી આવૃત્તિ પ્રત ૨૦૦૦

સને ૧૯૪૧

કિંમત સદુપયોગ.

# અર્પણ પત્રિકા

---

**શ્રીમદ્ રાજચંદ્રજીને**

સમગ્ર જૈન સમાજમાં શ્રીમદ્ રાજચંદ્રજીનું નામ સુપ્રસિદ્ધ છે. એમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે અથાગ પ્રયત્ન કર્યો હતો. તેઓ એક જ્ઞાની પુરૂષ હતા. જૈન શ્વેતાંબર તેરાપંથની ચોથી પાટે થએલા મહાપંડિત જૈનાચાર્યજી શ્રી જીતમલજીસ્વામી પાસેથી સાયલાવાળા શ્રી સૌભાગ્યભાઇના પિતાશ્રીને મળેલું મોક્ષમાર્ગનું 'બીજજ્ઞાન' શ્રી સૌભાગ્યભાઈ મારફતે શ્રીમદ્ રાજચંદ્રજીને મળેલું ત્યારથી એમનો ઉદય થયો: એવું શ્રીમદ્‌ના પરમ ભક્તરાજ શ્રી ધારસીભાઈ કુશલચંદ સંઘવીજી મોરબી નિવાસીનું કહેવું હતું. એથી 'જૈન ધર્મનો ઇતિહાસ' નામક આ લઘુપુસ્તક એ ઐતિહાસિક પ્રખરતત્વચિંતકને અર્પણ કરૂં છું.

**ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી**

●

# પ્રસ્તાવના

જૈન ધર્મનો ઈતિહાસ જાણવાના સાધનોમાં હમણાં ખુબ ઉમેરો થયો છે. અનેક રાસાઓ, પ્રાચીન ગ્રંથોની પ્રશસ્તિઓ, જીનપ્રતિમાજીને અંગેના શિલાલેખો, જુદા જુદા ગચ્છની પટ્ટાવલિઓ અને એને લગતી બારીક તપાસ કરનારા લેખો બહાર આવ્યા છે. એના ઉપરથી અને કર્ણોપકર્ણ ચાલતી વાતો ઉપરથી જૈનધર્મના ઇતિહાસ સંબંધી ઘણું જાણી શકાય છે.

ઈતિહાસ એ જુદી વસ્તુ છે અને માન્યતા કે શ્રદ્ધા એ જુદી વસ્તુ છે. અમુક માન્યતા કે શ્રદ્ધાને મનમાં આગેવાન બનાવીને જો ઇતિહાસ લખવામાં આવે તો તેવો ઇતિહાસ અમુક પ્રકારના પક્ષપાતવાળો બને અને તેથી તેવો ઇતિહાસ ખરેખર નિષ્ફળ નિવડે. જૈન સમાજમાં ઇતિહાસ લખવામાંયે કેટલાક લેખકો પોતાની માન્યતા સાબિત કરવાનું લક્ષમાં રાખીને ઇતિહાસ લખે છે તેવા ઈતિહાસકારો ઈરાદાપૂર્વક ઇતિહાસનું ખુન કરે છે.

ઈતિહાસ નિષ્પક્ષ હોવો જોઇએ. ઇતિહાસની સાથે માન્યતા કે શ્રદ્ધાને સંબંધ નહિ હોવો જોઇએ. આવા

ઈતિહાસો વિરલ છે. મોટે ભાગે જનસમાજનો સ્વભાવજ એવો છે કે કયાં ને કયાં પક્ષપાત કરી બેસે છે.

જૈન ઈતિહાસનાં સાધનો સંબંધી મુનિ શ્રી જિનવિજયજી, પંડિત બહેચરદાસ, પંડિત સુખલાલજી જૈન અભ્યાસક શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ, વડોદરાવાળા પંડિત લાલચંદજી, જૈનાચાર્યજી શ્રી વિજયેંદ્રસૂરિજી, ઇતિહાસરસિક મુનિ કલ્યાણવિજયજી વગેરેએ પુરાતત્વનું સંશોધન કરીને ઘણો પ્રકાશ પાડયો છે એથી સમગ્ર જૈન સમાજને ઘણો લાભ થયો છે.

જુના કાળમાં ગ્રંથકારો મોટે ભાગે પોતે કયા ગચ્છમાં થયા, એમના ગુરૂ અને દાદાગુરૂ વગેરે કોણ કોણ હતા, વગેરે ગ્રંથને અંતે પ્રશસ્તિરૂપે લખી ગયા છે તથા દેરાસરજી અને પ્રતિમાજીને લગતા લેખોમાં પણ મુનિઓ પોતાના ગુર્વાદિકનાં નામો શિલાલેખોમાં કોતરાવતા. આ સઘળું આજે જૈન ધર્મનો ઇતિહાસ તૈયાર કરવામાં ભારે ઉપયોગી થઈ પડયું છે. શ્રમણ ભગવાન મહાવીર પ્રભુથી તે આજ સુધીની સળંગ સાંકળ મેળવવામાં જુદા જુદા ગચ્છોના મુનિરાજોની પટ્ટાવલિઓ તો ઘણીજ ઉપયોગી થઈ પડી છે. ખરૂં જોતાં ગચ્છોની પટ્ટાવલિઓ એજ જૈન ધર્મનો ખરો ઇતિહાસ છે. જો કે કેટલાક ગચ્છોની એવી પણ પટ્ટાવલિઓ વિદ્યમાન છે કે જેના ઉપર બહુ વિશ્વાસ મૂકી શકાય નહિ તેવા તેવા સંયોગોમાં બીજા સંયોગો તપાસીને જૈન ધર્મના

ઈતિહાસના ઘડતરમાં જેટલું ઉપયોગી જણાય તેટલુંજ ગ્રહણ કરવું ઈષ્ટ છે.

આજે હસ્તલિખિત પુસ્તકો આશરે એક હજાર વર્ષ જેટલા પુરાણા મળી આવે છે. કાગળ ઉપર લખવાનું કામ તો વિક્રમની બારમી કે તેરમી સદીમાં શરૂ થયું જણાય છે. કારણ કે એ કાળથી જુના કાળના કાગળ ઉપર લખાયલા ગ્રંથોના કોઈ પુરાવા હજી સુધી મળી શકયા નથી. જૈન ધર્મના લગતા ગ્રંથો જેટલા પુરાણા કાળના મળી આવે છે તેટલા પુરાણા કાળના જીનપ્રતિમાજી હજી સુધી મળી આવ્યાં નથી. અને જેને અતિ પુરાણાં જીનપ્રતિમાજી તરીકે બતાવવામાં આવે છે તે પ્રતિમાજી તે જીનદેવનાં છે કે બુદ્ધદેવનાં છે કે આજીવિક મતનાં છે કે ગોરખ સંપ્રદાયનાં છે કે બીજી કોઈ બૌધ્ધકાળની સંપ્રદાયનાં છે તેનો આજ સુધીમાં પક્ષપાતને કારણે કોઈ નિર્ણય થયો નથી.

આજે તો જૈન સમાજમાં સંપ્રતિ રાજાના નામની સાથે જોડી દેવામાં આવેલાં જીન પ્રતિમાજીનો મહિમા સૌથી વિશેષ છે. એનાં કરતાં બીજો કોઈ પ્રાચીન પ્રતિમાજી બતાવવામાં આવતાં નથી. સંપતિ રાજાએ કોઈ પ્રતિમાજી ઘડાવ્યાનો કે દેવળ બંધાવ્યાનો પાકો પુરાવો તો છેજ નહિ. માત્ર કલ્પના માન્યતા અને શ્રદ્ધા ઉપરજ તે વસ્તુ ટકી રહી છે આમાંથી આપણે સંપ્રતિ રાજા અને એને લગતી જોડી કાઢેલી કથાઓ બાદ કરીએ અને

માની લઈએ કે હાલ જેને એ નામ સાથે જોડીને બતાવવામાં આવે છે તે પ્રતિમાજીઓ તે કાળની એટલે આર્ય સુહસ્તિ સૂરિનાં સમયની છે. તો તે સમય તો મહાવીર પ્રભુના નિર્વાણ પછી ૨૯૧ વરસનો આવે છે એટલે જીન પ્રતિમાજીનો પ્રચાર બહુ જુનો માની લઈએ તો પણ વીર નિર્વાણ પછી ૨૯૧ વરસે થયાનું સાબિત થાય છે શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ કે ગણધર દેવ ગૌતમ સ્વામી કે સુધર્મા સ્વામી કે તે પછીના કેવલી ભગવાન શ્રી જંબુસ્વામી કે પ્રભવસ્વામી કે ભદ્રબાહુ સ્વામીએ પ્રતિષ્ઠા કરાવેલ કોઈ જીન પ્રતિમા બતાવી શકતું નથી કે ઈતિહાસની દૃષ્ટિએ સાબિત કરી શકતું નથી. બહુ ઉંડા ઉતરતાં સમજાય છે કે ચૈત્યને પ્રતિમાજીના અર્થમાં ઘટાવીએ તો જીન પ્રતિમાજી અને જીન પ્રતિમાજી એટલે ચૈત્ય અને ચૈત્ય વાસ લગભગ સમકાલિન જેવાંજ જણાય છે. આ જોતાં જીન પ્રતિમાજી કરતાં શ્રી આચારાંગ સૂત્ર શ્રી સૂત્રગડાંગ સૂત્ર, વગેરેનો કાળ વધારે પ્રાચીન છે એથી સમજી શકાય છે કે હાલમાં જીનશાસનમાં બે વસ્તુઓ ઉપલબ્ધ છે. એક તો ગ્રંથો અને બીજાં પ્રતિમાજી આમાં ગ્રંથો વધારે પ્રાચીન છે. અને જીન પ્રતિમાજીનો કાળ તે ગ્રંથોના કાળની પછીનો કાળ છે. જૈન ધર્મમાં એક ત્રીજી વસ્તુ પુરાતન કાળથી ચાલી આવે છે અને તે સાધુ સંસ્થા છે સાધુ સંસ્થાનો આધાર તો તેમની સાધુતા ઉપર રહેલો છે સાધુ સંસ્થા તો ઠેઠ શ્રમણ ભગવાન મહાવીર પ્રભુથી

ચાલી આવે છે. આ સંસ્થામાં ક્યાં સુધી શુધ્ધ સાધુઓ હતા એના પાકા પુરાવાનો અભાવ છે જેમણે પાછળથી (ક્રિયોધ્ધાર કર્યા તેઓ પણ ખરેખરા શુદ્ધ સાધુ હતા કે કોઈ તફાવતવાળા સાધુ હતા તે જણાવવાના પુરતાં સાધનોનો અભાવ છે એથીજ જૈન શ્વેતાંબર તેરાપંથના પ્રસ્થાપક શ્રુતકેવલિ સમા પૂજ્યજી શ્રી ભીખમજી સ્વામીની પરંપરામાં એમનાથી પુરાણા સાધુઓની પરંપરાને ગણત્રીમાં લીધી નથી આમ છતાં શુધ્ધ સાધુના રૂપમાં, શિથિલાચારીના રૂપમાં, પરિગ્રહધારીના રૂપમાં પણ આ સાધુ પરંપરા શ્રવણ ભગવાન મહાવીર પ્રભુથી અવિચ્છિન્નપણે ચાલી આવે છે આ સઘળાં સાધનો ઉપરથી જૈન ધર્મનો ઇતિહાસ સમજી શકાય છે. આથી સ્પષ્ટ થાય છે કે જૈન ધર્મનો ઇતિહાસ તપાસતાં સૌથી પ્રાચીન સાધુ સંસ્થાનો ઇતિહાસ શરૂ થાય છે એ પછી ગ્રંથોનો અને પછીથી જીનપ્રતિમાજીનો ઇતિહાસ મળી આવે છે.

આ ઇતિહાસમાં મેં મારી બુદ્ધિ, શક્તિ અને આવડત પ્રમાણે મળી આવેલાં સાધનો ઉપરથી બની શક્યું ત્યાં સુધી નિષ્પક્ષપાતપણે પ્રકાશ પાડવાનો પ્રયત્ન કર્યો છે. છતાં આમાં કોઈ સપ્રમાણ સુધારો સુચવશે તો હું એમનો ઉપકાર માનીશ.

તા. ૧૨–૫–૪૧, મુંબઈ. C/o ધરમચંદ કેસરીચંદ ઝવેરી.
સુમન હાઉસ, સીફેઈસ–ચોપાટી.
શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપગચ્છીય
**ગોકુલદાસ નાનજીભાઈ ગાંધી.**

# જૈન શ્વેતાંબર સંપ્રદાયનો ઇતિહાસ

અનંતા યુગો યુગો વહી ગયા; અનંતા તીર્થંકરદેવો થઈ ગયા અને અનંતા થશે. વર્તમાન જીન શાસન વર્તમાન ચોવીસીના છેલ્લા તીર્થંકર શ્રમણ ભગવાન શ્રી મહાવીર પ્રભુનું ચાલે છે. મહાવીર પ્રભુને નિર્વાણ પધાર્યાને આજ ૨૪૬૭મું વરસ ચાલે છે. મહાવીર સ્વામીના નિર્વાણથી ૨૧૦૦૦ હજાર વરસ સુધી એમનું પ્રવરતાવેલું 'જીનશાસન' કે તીર્થ ચાલશે. શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણની અગાઉ અઢીસે વરસે ત્રેવીસમા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથ પ્રભુનું નિર્વાણ થયું એમનો સમય વિક્રમ સંવત પૂર્વે ૭૨૦થી ૮૨૦ ઇ. સ. પૂર્વે ૮૭૬ સુધીનો ગણાય છે, શ્રમણ ભગવાન મહાવીર પ્રભુનો જન્મ વિક્રમ સંવત પૂર્વે ૫૪૨ ઈ. સ. પૂર્વે ૫૯૮માં થયો હતો એમનું નિર્વાણ બહોંતેર વર્ષની ઉમરે અપાપા નગરીમાં વિક્રમ સંવત પૂર્વે ૪૭૦ ઈ. સ. પૂર્વે ૫૨૬માં આસોવદી અમાવાસ્યા. દિપોત્સવીને રોજ થયું હતું.

એમને મુખ્ય અગ્યાર શિષ્યો હતા. એમને 'ગણધર' શબ્દથી સંબોધવામાં આવ્યા છે. એ અંગ્યારે જન્મથી બ્રાહ્મણો હતા અને વેદોના જાણકાર કર્મકાંડી હતા. આ અગ્યારમાંથી ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી માત્ર બેજ ગણધરો શ્રી ગૌતમસ્વામી અને શ્રી સુધર્માસ્વામી હૈયાત હતા. ભગવાન મહાવીર પ્રભુના ઉપદેશની એમણે બાર અંગોમાં ગુંથણી કરી હતી. એથી જીનશાસનમાં દ્વાદશઅંગોને પવિત્રમાં પવિત્ર ધર્મસૂત્રો તરીકે ગણવામાં આવે છે. ભગવાન સુધર્માસ્વામીના સમયમાં અને તે પછીથી પણ ભગવાન પાર્શ્વનાથ પ્રભુની પાછળની સાધુ પરંપરા શરૂ રહી. આજે જૈન ધર્મના મુખ્ય બે વિભાગો પડેલા છે જૈન શ્વેતાંબર સંપ્રદાય અને જૈન દિગંબર સંપ્રદાય. આ બંને સંપ્રદાયોની પટાવલિની શરૂઆત શ્રી સુધર્માસ્વામીથી થાય છે. દિગંબર જૈનોના ઇતિહાસની વાત બાજુ ઉપર રાખીને જૈન શ્વેતાંબરોના ઈતિહાસની વાત કરીએ. જૈન શ્વેતાંબર સંપ્રદાય અનેક રીતે વિભક્તત થએલ છે. આમાં મુખ્ય વિભાગો જોતાં એક તો ભગવાન પાર્શ્વનાથ પ્રભુની સીધી પરંપરા ચાલી આવે છે. એને 'કવલા ગચ્છ.' ઉપકેશ ગચ્છ અને 'પાર્શ્વનાથ સંતાનીય'ના નામથી ઓળખવામાં આવે છે. બીજી જૈન શ્વેતાંબરોની શાખા તે શ્રમણ ભગવાન મહાવીર પ્રભુના ગણધર શ્રી સુધર્મા સ્વામીની પરંપરા અનેક રોતે વિભક્ત થએલી છે. તેમાં જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાય, જૈન શ્વેતાંબર

લોંકાગચ્છ અને તેમાંથી નીકળેલી શ્રી ધર્મસિંહ મુનિની દરિયા પરી સ્વતંત્ર સંપ્રદાય, શ્રી ધર્મદાસજી મુનિની બાવીશ ટોળા વાળી સ્વતંત્ર સંપ્રદાય અને શ્રી લવજી સ્વામીના સંઘાડા છે આ ત્રણે સંપ્રદાયો ખરૂં જોતાં લોંકા ગચ્છની સ્વતંત્ર પેટા સંપ્રદાયોજ છે. જૈન શ્વેતાંબરોનો ત્રીજો સંપ્રદાય તે જૈન શ્વેતાંબર તેરાપંથ છે, કે જે સંપ્રદાયે સમગ્ર જૈન આલમનું ભારે ધ્યાન ખેંચેલું છે. આ ઉપરાંત જૈન શ્વેતાંબર અને જૈન દિગંબર સંપ્રદાયોના મિશ્રણરૂપ અને જૈન દર્શનને પરોક્ષ રીતે વેદાંત નજીક લઈ જનારો શ્રીમદ્ રાજચંદ્રજીનો ગચ્છ ઉદય પામ્યો છે, શ્રીમદ્ રાજચંદ્રજી એક જ્ઞાની પુરૂષ હતા ભગવાન સુધર્મા સ્વામીનો પરિવાર 'નિર્ગ્રંથ' શબ્દથી વિશેષ કરીને પ્રખ્યાત હતો. જે સમય શ્રમણ ભગવાન મહાવીર પ્રભુનો ઉપદેશ ભારત વર્ષમાં શરૂ હતો એ જ સમયે છતાં થોડાં વરસો અગાઉથી ભગવાન બુધ્ધદેવનો ઉપદેશ પણ શરૂ હતો. બૌધ્ધ ગ્રંથોમાંથી વાંચવામાં આવે છે કે જે સમયે બુધ્ધ ભગવાનનો ઉપદેશ ચાલતો હતો તે સમયે તેમની સામે બીજા છ ઉપદેશકો પણ સવર્જ્ઞ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. આમાં પૂરણ–કાશ્યપ, મશ્કરી ગોશાલક, સંજયી વૈરટ્ટીપુત્ર, અજિત–કેશકંબલ, કકુદ–કાત્યાયન અને નિર્ગ્રંથ શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ કે નિર્ગ્રંથનાથ પુત્ર.

મગધ અને બિહારમાં શુંગવંશના રાજાઓ થયા ત્યારથી શ્રમણ ભગવાન મહાવીર પ્રભુની પરંપરા

સિવાયની બીજી પરંપરાઓ કાલક્રમે નાશ પામવા લાગી અને તે પરંપરાના સાધુઓ અને શ્રાવકો નિર્ગ્રંથ સંપ્રદાયના આશરા હેઠળ આવવા લાગ્યા. આ સઘળાનું મિશ્રણ થતાં 'જીન શાસન'ને બદલે 'જૈનધર્મ' કહેવાવો શરૂ થયો. આજીવિક મત–ગોશાલકજીની પરંપરાના સાધુઓ સંપૂર્ણ દિગંબર–નગ્ન તત્વપણામાં માનનારા હોવાથી કાલક્રમે જુદા પડયા. તેઓ નિર્ગ્રંથ સંપ્રદાયના મિશ્ર સિધ્ધાંતો સહિત દિગંબર જૈન તરીકે ઓળખાય છે. અને હાલમાં શ્વેતાંબર જૈન સંપ્રદાય જોવામાં આવે છે. તેમાં વરઘોડા કાઢવા, પાંજરાપોલોનું વિધાન, પીળો કપડો, મૂર્તિપૂજા પછવાડે અતિશયોક્તિભરી પૂજાપ્રભાવના વગેરે અસરો બૌધ્ધ વગેરે સંપ્રદાયોની પ્રત્યક્ષ જણાઈ આવે છે. ખરૂં જોતાં હાલની જૈન શ્વેતાંબર સંપ્રદાય તે નિર્ગ્રંથ સંપ્રદાયના સિધ્ધાંતો ઉપર થએલી બૌદ્ધાદિ સંપ્રદાયોની અસરવાળું મિશ્ર સ્વરૂપ છે. આ જોતાં આજીવિક મતની અસરવાળું મિશ્રસ્વરૂપ તે દિગંબર જૈન સંપ્રદાય છે અને બૌદ્ધાદિની અસરવાળું મિશ્રસ્વરૂપ તે શ્વેતાંબર જૈન સંપ્રદાય છે. આવા મિશ્રસ્વરૂપવાળા જૈન શ્વેતાંબર સંપ્રદાયમાંથી સૂત્રોમાં શ્રમણ ભગવાન મહાવીર પ્રભુએ ભાખેલા શુદ્ધ નિર્ગ્રંથ સિદ્ધાંતોનું સંશોધન કરીને અને તેમાંથી મિશ્રપણાનો પરિત્યાગ કરીને શ્રી જૈન શ્વેતાંબર તેરાપંથનો ઉદય થએલો છે. ખરૂં જોતાં વર્તમાન કાળે શ્રમણ ભગવાન મહાવીર પ્રભુનો ભાખેલો શુદ્ધ જૈન ધર્મ કે નિર્ગ્રંથ સંપ્રદાય તરીકે કોઈ પણ દાવો ધરાવવાને હક્કદાર હોય

તા તે માત્ર જૈન શ્વેતાંબર તેરાપંથજ છે.

ભગવાન સુધર્મા સ્વામીની પછી જંબુ સ્વામી, પ્રભવ સ્વામી, શયયંભવ સ્વામી, યશોભદ્ર સ્વામી, સંભૂતિ વિજય અને ભદ્રબાહુ સ્વામી, સ્થુલિભદ્ર સ્વામી, આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ અનુક્રમે થયા, આર્ય સુહસ્તિને મુખ્ય બાર શિષ્યો હતા. આમાંથી સુસ્થિત અને સુપ્રતિબાધે ઉદયગિરિ પહાડ ઉપર કરોડવાર સૂરિ મંત્રનો જાપ કર્યો ત્યારથી નિર્ગ્રંથ ગચ્છનું બીજું નામ 'કોટિક ગચ્છ કહેવાયું. આ સમયે મહાવીર સ્વામીને નિર્વાણ પધાર્યા ને ત્રણસેં વરસ થયાં હતાં. આર્ય સુહસ્તિ સ્વામીના સમયથી શિથિલાચારે પ્રવેશ કરવો શરૂ કર્યો હતો.

આર્ય સુસ્થિત સ્વામી વીર નિર્વાણ પછી ૩૧૩ વરસે છનું વરસની ઉંમરે સ્વર્ગે સિધાવ્યા. એ પછી ઇંદ્રદિન્ન સ્વામી, દિન સ્વામી, સિંહગિરિ અને આર્ય વજ્રસ્વામી થયા. બૃહદ ખરતર ગચ્છની પટ્ટાવલિ પ્રમાણે આર્ય વજ્રસ્વામી તે સોળમાં પુરૂષ હતા અને તપગચ્છની પટ્ટાવલિ પ્રમાણે તેરમા પુરૂષ હતા. આ આચાર્ય છેલ્લા દશ પૂર્વધર હોવાથી દિગંબર જૈનો અને દ્વિતીય ભદ્રબાહુ સ્વામી તરીકે સંબોધે છે.

આર્યવજ્ર પછી આર્યવજ્ર સેન સ્વામી થયા એમના સમયમાં બાર દુકાળી પડી એને અંતે વીર નિર્વાણ પછી ૬૩૦ વરસે નાગેંદ્રગચ્છ, ચંદ્રગચ્છ, નિવૃતિગચ્છ અને વિદ્યાધર ગચ્છથી સ્થાપના થઈ. કોઇ કહે છે કે

'ધર્મલાભ' એ શબ્દ બોલાવો ત્યારથી શરૂ થયો 'નિર્ગ્રંથગચ્છ'નું ત્રીજું નામ 'ચંદ્રગચ્છ' કહેવાયું. શ્રી ચંદ્રસ્વામીના સમયમાં વીર નિર્વાણ પછી ૬૦૯ વરસે દિગંબર જૈન સંપ્રદાયનો વિશેષે કરીને ઉદય થયો એવું શ્વેતાંબર જૈનાચાર્યોનું કથન છે. આચાર્ય ચંદ્રસ્વામીની પાટે આચાર્ય સમન્તભદ્રસ્વામી થયાં. આ આચાર્યજીને શ્વેતાંબર જૈનો અને દિગંબર જૈનો એમ બંને સંપ્રદાય-વાળાઓ માને છે. એમણે વનનિવાસ કરેલો તેથી ત્યારથી નિર્ગ્રંથગચ્છને 'વનવાસીગચ્છ' એવું ચોથું નામ અપાયું. શ્રી સામંતભદ્રસ્વામી પછી વૃધ્ધદેવસ્વામી, પ્રદ્યોતનસ્વામી, માનદેવસ્વામી, માનતુંગસ્વામી, વીરસ્વામી, જયદેવસ્વામી, દેવાનંદસ્વામી, વિક્રમસ્વામી, નૃસિંહસ્વામી, સમુદ્રસ્વામી, વિબુધપ્રભસ્વામી, માનદેવસ્વામી, જયાનંદસ્વામી, રવિપ્રભ-સ્વામી, યશોદેવસ્વામી, પધુમ્નસ્વામી, માનદેવસ્વામી, વિમલચંદસ્વામી અનુક્રમે થયા. આ પુરૂષ મહાવીર સ્વામીથી ચોત્રીશમા પુરૂષ હતા એમ તપગચ્છ માને છે અને પાંત્રી-શમા હતા એમ ખરતરગચ્છ કહે છે. પાંત્રીશમી પાટે ઉદ્યોતન સ્વામી તપગચ્છાનુસારે થયા. શ્રી ઉદ્યોતન સ્વામી એક વખતે એક વડના વૃક્ષ હેઠળ બેઠા હતા, ત્યાંજ એમણે સર્વદેવ સ્વામી વગેરે આઠ શિષ્યોને ભાગવતી દિક્ષા આપી ત્યારથી શ્રી સર્વદેવસૂરિનો પરિવાર 'વડગચ્છ'ના નામથી કહેવાયો. આ સમયે જૈન શ્વેતાંબર આમ્નાયમાં ચોરાશી ગચ્છો થઈ ચૂકયા હતા, આમાં 'વડગચ્છ' આગેવાન હતો. 'વડગચ્છ' વીર નિર્વાણ પછી ૧૪૬૪ વરસે વિક્રમ સંવત

૯૯૪માં શરૂ થયો. તેની અગાઉ ઘણાં વરસોથી જૈન શ્વેતાંબરોમાં સ્થપાયલો 'ચૈત્યવાસ' વિશેષે કરીને અમર્યાદિત જોરમાં આવ્યો. આર્ય સુહસ્તિ સૂરિના સમયમાં 'ચૈત્યવાસ'નાં પરોક્ષ પગરણ મંડાયાં, વીર નીર્વાણ પછી ૯૮૦ પછી થોડે વરસે દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણનો સ્વર્ગવાસ થયા પછી 'ચૈત્યવાસ' એકદમ ઉગ્ર બન્યો.

બૃહદ્ ખરતર ગચ્છની પટ્ટાવલિ પ્રમાણે મહાવીર સ્વામીથી પાંત્રીશમી પાટે વિમલચંદ્ર સ્વામી થયા છત્રીશમા દેવસ્વામીએ સુવિહિત પક્ષ ગચ્છની સ્થાપના કરી. સાડત્રીશમા નેમિચંદ્ર સ્વામી, આડત્રીશમા ઉદ્યોતન સ્વામી અને ઓગણચાલીશમા વર્ધમાન સ્વામી થયા. શ્રી વર્ધમાન સ્વામી મૂલે તો ચૈત્યવાસી શ્રી જિનચંદ્ર સ્વામીના શિષ્ય હતા. શ્રી વર્ધમાન સ્વામીને ખરતર ગચ્છના મૂળ પ્રસ્થાપક તરીકે કહેવામાં આવે છે કેમકે પ્રથમ ચૈત્યવાસ તજ્યો. એમના બ્રાહ્મણ જાતિના શિષ્ય જિનેશ્વર સ્વામી થયા, એમણે ગુજરાતના પાટનગર અણહિલપુર પાટણના રાજા દુર્લભસેનની સભામાં ચૈત્યવાસીઓને હરાવ્યા. ત્યારથી સુવિહિત પક્ષધારક શ્રી જિનેશ્વર સ્વામી વિક્રમ સવંત ૧૦૦૦ પછીથી 'ખરતર' બિરૂદ પામ્યા, ત્યારથી 'ખરતરગચ્છ' શરૂ થયો આ ગચ્છમાં જિનચંદ્ર 'અભયદેવ, જિનવલ્લભ, જિનદત્ત, જિનચંદ્ર, જિનપતિ થયા. જિનપતિનો સ્વર્ગવાસ વિક્રમ સંવત ૧૨૭૭માં પાલનપુરમાં થયો એમનો જન્મ વિક્રમ સંવત ૧૨૧૦માં થયો હતો સંવત ૧૨૧૩માં

'આંચલગચ્છ'ની અને સંવત ૧૨૮૫માં ચિત્રવાલ ગચ્છના શ્રી જગચ્ચંદ્ર સ્વામીથી તપગચ્છની ઉત્પતિ થઇ. સુડતાલીશમી પાટે જિનેશ્વરસુરી થયા, એમનો સ્વર્ગવાસ ૧૩૩૧માં થયો એ સમયમાં જિનસિંહ સ્વામીએ લઘુ ખરતર ગચ્છ સ્થાપ્યો. ચુમાલીશમી માટે જિનદત્ત સ્વામી થયા એમનો સ્વર્ગવાસ સંવત ૧૨૧૧માં થયો હતો. એમના સમયમાં સંવત ૧૨૦૪માં જિનશેખર સ્વામીએ રૂદ્દરપલીય ખતરગચ્છ સ્થાપ્યો હતો. અડતાલીશમી પાટે જિનપ્રબોધ થયો પછીથી જિનચંદ્ર, જિનકુશલ, જિનપદ્મ. જિનલબ્ધિ, જિનચંદ્ર, જિનોદય ચોપનમાં પુરૂષ હતા એમના સમયમાં વિક્રમ સંવત ૧૪૧૨માં વેગડ ખતર-ગચ્છ' શ્રી ધર્મ વલ્લભસ્વામીએ શરૂ કર્યો એ પછી આજ સુધીમાં કેટલાક પ્રતાપી આચાર્યો થઈ ગયા અને ખરતર-ચ્છ'માં પિપ્પલક ખતરગચ્છ. વગેરે ભેદો પડતા ગયા.

'વડગચ્છ એ નિર્ગ્રંથગચ્છ'નું પાંચમું નામ છે. શ્રી મહાવીરસ્વામીથી છત્રીશમી પાટે સર્વદેવસ્વામી થયા. એ પછી દેવસ્વામી, અજીતસિંહસ્વામી, સર્વદેવસ્વામી, યશોભદ્રસ્વામી, મુનિચંદસ્વામી, અજીતદેવસ્વામી, વિજય-સિંહસ્વામી અને સોમપ્રભસ્વામી થયા. સોમપ્રભસ્વામીએ તેંતાલીશમા પુરૂષ ગણાય છે. અહીં સુધી 'વડગચ્છ' કહેવાતો હતો. 'વડગચ્છ'ના શાસનયુગમાં વિ. સં. ૧૧૫૯માં પુનમીયા, સં. ૧૨૦૧માં ચાંમુંડિક, સં. ૧૨૦૪માં ખરતર, સં. ૧૨૧૩માં અંચલ, સં. ૧૨૩૬માં

સાર્ધપુનમીઆ, સં. ૧૨૫૦માં આગમિક વગેરે પેટા ગચ્છો શરૂ થયા.

આંચલ ગચ્છની પટ્ટાવલિ તપાસતાં સમજાય છે કે તપગચ્છની પટ્ટાવલિ પ્રમાણે શ્રી સર્વદેવસ્વામી આડત્રીશમા પુરૂષ હતા અને આંચલગચ્છની પટ્ટાવલિ પ્રમાણે પાંત્રીશમા પુરૂષ હતા ત્યાં સુધી તો એકજ હતું પણ સર્વદેવસ્વામી પછી આંચલગચ્છમાં પદ્મદેવસ્વામી, ઉદયપ્રભસ્વામી, પ્રભાનંદ, સુગણચંદ્ર, ગુણસમુદ્ર. વિજયપ્રભનરચંદ્ર. વીરચંદ્ર. મુનિ તિલક અને છેતાલીશમા જયસિંહસ્વામીનું નામ આવે છે. એમના શિષ્ય ઉપાધ્યાય વિજયચંદ્રસ્વામી ઉર્ફે આર્યરક્ષિતસ્વામીએ વિક્રમ સંવત ૧૧૬૦માં આંચલગચ્છની સ્થાપના કરી. આંચલગચ્છમાં આર્યરક્ષિતસ્વામી. જયસિંહ-સ્વામી. ધર્મઘોષસ્વામી. મહેંદ્રસીંહસ્વામી. સિંહપ્રભસ્વામી વગેરે થયા.

ત્રેસઠમી પાટે ધર્મમૂર્તિ સ્વામી થયા એમણે વિક્રમ સંવત ૧૬૦૨થી ૧૬૭૦માં ક્રિયોદ્ધાર કર્યો હતો. ચોસઠમી પાટે પાટે કલ્યાણ સાગર સૂરિ થયા, ત્યારથી ‘ઉપાધ્યાય શાખા’ શરૂ થઇ. આ શાખામાં રત્ન સાગર, મેઘ સાગર, વૃદ્ધ સાગર, હીર સાગર, સહજ સાગર, માન સાગર, રંગ સાગર, નેમ સાગર, ફતેહ સાગર, દેવ સાગર, સરૂપસાગર અને હાલમાં ગૌતમ સાગર વિદ્યમાન છે.

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુની ત્રેંતાલીશમી પાટે વડ ગચ્છ’ના છેલ્લા આચાર્યશ્રી સોમપ્રભ સ્વામી થયા.

એમના પછી શ્રી જગચ્ચંદ્ર સ્વામીએ 'તપાગચ્છ'ની પ્રસ્થાપના કરી વિક્રમ સંવત ૧૨૮૫માં એમણે બાર વરસ સુધી આયંબિલ' તપ કરેલું તે ઉપરથી મેવાડના જૈત્રસિંહ રાણાએ વીર નિર્વાણ પછી ૧૩૫૫ વિક્રમ સંવત ૧૨૮૫માં તપા'–સાક્ષાત્ તપોમૂર્તિનું બિરૂ અર્પણ કર્યું. ત્યારથી નિર્ગ્રંથ ગચ્છ' બદલે તપાગચ્છ' કહેવાથી આ નામ નિર્ગ્રંથ ગચ્છનું છઠું નામ છે શ્રી જગચ્ચંદ્ર સ્વામી મેવાડના વીરશાલી' ગામમાં સંવત ૧૨૮૭માં સ્વર્ગવાસ પામ્યા. તપગચ્છ પ્રસ્થાપક શ્રી જગચંદ્રસ્વામીને બે મુખ્ય શિષ્યો હતા. એક તો દેવેંદ્રસ્વામી અને બીજા વિજયચંદ્રસ્વામી પિસ્તાલીશમી પાટે શ્રી દેવેંદ્રસ્વામી ગણેલા છે. તપગચ્છ સ્થપાયાને પચીશ વર્ષજ થયાં ત્યાં તો દેવેંદ્રસ્વામી અને ગુરૂભ્રાતા વિજયચંદ્ર સ્વામી વચ્ચે મોટો મતભેદ ઉભો થયો ત્યારથી 'તપગચ્છ'ની બે શાખાઓ શરૂ થઈ. દેવેન્દ્ર સ્વામીની લઘુપોષાળ અને વિજયચંદ્ર સ્વામીની બડી પોષાળ, વિજયચંદ્ર સ્વામી ખંભાતમાં બડી શાલા, મોટા ઉપાશ્રમમાં રહેતા હતા, તેથી દેવેંદ્ર સ્વામીને લઘુશાળા–નાના ઉપાશ્રમમાં ઉતરવું પડતું તે ઉપરથી જ બે શાખાઓ નામ પડયા છે. મુખ્ય મતભેદોમાં વિજયચંદ્ર સ્વામી કહે કે સાધવીનું લાવેલું ભિક્ષા–ભોજન સાધુઓને કલ્પે એ પણ હતું. આર્ય સુહસ્તિ સ્વામીથી સાધુઓની ક્રિયામાં શરૂ થએલી ધીલાશ આજસુધી મોટે ભાગે વધતી જ રહી હતી. તેમ છતાં કેટલાક ક્રિયાપાત્રી–સુવિહિત સાધુઓ થઈ ગયાનું પણ વાંચવામાં આવે છે. હાલમા જે

તપગચ્છની પરંપરા કહેવાય છે તે શ્રી દેવેન્દ્ર સ્વામીની છે. શ્રી વિજયચંદ્ર સ્વામીને ૧૨૮૮માં આચાર્યપદ મળેલું એમને વિજયસેનસ્વામી, પદ્મચંદ્રસ્વામી, ક્ષેમકીર્તિસ્વામી વગેરે શિષ્યો હતા, લઘુ પોષાળના આચાર્યશ્રી દેવેન્દ્રસ્વામીનો સ્વર્ગવાસ વિક્રમ સંવત ૧૩૨૭માં થયો. બડી પોષાળની પરંપરામાં થએલા જ્ઞાનચંદ્રસ્વામી કે જ્ઞાનસાગર સ્વામીના સમયમાં એમની પાસેથી સૂત્ર લખવાનું અને સમજવાનું જ્ઞાન મેળવીને ધર્મ સંશોધક શ્રી લોંકામહેતાએ વિક્રમસંવત ૧૫૦૮માં 'લોંકાગચ્છ'ની પ્રરૂપણા કરી. લોંકાગચ્છની પ્રથમ શરૂઆત કાઠિઆવાડના ઝાલાવાડમાં આવેલા શિયાણી ગામ તરફ થઇ. કાઠિઆવાડ પછી એ કચ્છ ગુજરાત અને મારવાડ વગેરે સ્થળે ફેલાવો થયો.

મહાવીર સ્વામીથી પિસ્તાલીશમી પાટે તપગચ્છમાં દેવેન્દ્ર સ્વામી થયા. એ પછી ધર્મઘોષ, સોમપ્રભ, સોમતિલક, દેવસુંદર, સોમસુંદર, મુનિસુંદર, રત્નશેખર, લક્ષ્મીસાગર, સુમતિસાધુ થયા. શ્રી સુમતિસ્વામીને વિક્રમ સંવત ૧૫૩૩ના અરસામાં આચાર્ય પદવી મળી હતી. તપગચ્છની પટ્ટાવલિ પ્રમાણે સુમતિસાધુ સ્વામી મહાવીર સ્વામીથી ચોપનમી પાટે થયા પણ લોંકાગચ્છમાંથી નીકળેલ લીંબડી સંઘાડાની પટ્ટાવલિ પ્રમાણે અડતાલીશમી પાટે સુમતિસાધુ સ્વામી થયા. એમની પાસેથી સૂત્ર લખવાની અને સમજવાની કળાની પ્રેરણા મેળવીને લોંકા મહેતાએ કાઠિઆવાડ–ઝાલાવાડથી લોંકાગચ્છનો ઉપદેશ શરૂ કર્યો હતો. લોંકાગચ્છમાંથી પાછળથી નીકળેલ હુકમીચંદજી સ્વા-

મીની પરંપરાના વર્તમાન આચાર્ય કે પૂજ્યજી શ્રી જવાહિરલાલજી સ્વામીની પરંપરા દરશાવનારી પટ્ટાવલિમાં તો જ્ઞાનજી રૂષિ કે જ્ઞાનસાગર સ્વામીને મહાવીર સ્વામીથી એકસઠમા પુરૂષ તરીકે બતાવેલ છે અને એમના સમયમાં લોંકા મહેતાએ લોંકા ગચ્છની સ્થાપના કર્યાનું કહેલ છે. આ પટ્ટાવલિમાં ઘણાં નામો એવાં છે કે જેમના ઐતિહાસિક વ્યકિતત્વના પુરાવાનો અભાવ છે. તેથી તેવી કલ્પનાથી ભરપુર પટ્ટાવલિ ઉપર વિશ્વાસ મૂકી શકાય નહિ. ઈતિહાસ એ જુદી વસ્તુ છે અને શ્રદ્ધા એ જુદી વસ્તુ છે.

શ્રી સુમતિ સાધુ સ્વામી જે અરસામાં થયા એજ અરસામાં જ્ઞાનસાગર સ્વામી કે જ્ઞાનજી સ્વામી કે જ્ઞાનજી રૂષિ થયા છે. એમના નામને સૂચન કરનારા ગ્રંથો સં. ૧૫૨૦માં રચાએલ 'જીવભવ સ્થિતિરાસ' અને સં. ૧૫૩૧માં રચાએલ 'સિદ્ધચક્ર રાસ–શ્રીપાલ–રાસ–મળી આવે છે. જ્ઞાનચંદ્ર સ્વામી કે જ્ઞાનસાગર સ્વામી કે જ્ઞાનજી સ્વામી કે જ્ઞાનજી રૂષિ, તો નાયલ–નાગેંદ્ર ગચ્છમાં ગુણદેવ સ્વામીના શિષ્ય હતા, બડી પોષાલની પરંપરામાં તેઓ થઈ ગયાનું મનાય છે પણ સુમતિ સાધુ સ્વામી તો લઘુ પોષાલની પરંપરામાં તપગચ્છમાં ચોપનમી પાટે થયા, સુમતિ સ્વામી પછી હેમવિમલ સ્વામી અને આનંદવિમલ સ્વામી થયા. તે વખતે શ્રી લોંકામહેતાના ઉપદેશથી હજારો જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોએ દેરાસરનો અને તે વખતના ઢીલા અને પરિગ્રહ ધારી સાધુ કહેવાતા યતિ

વર્ગનો પરિત્યાગ કરીને લોંકાગચ્છનો આશ્રય લઈ રહ્યા હતા. એથીજ હેમવિમલ અને આનંદવિમલે સાધુ–યતિ સમાચારીમાં ક્રિયોદ્ધાર–સુધારો કર્યો કે જેથી દેરાસર અને સાધુ–યતિ વર્ગમાં લોકો શ્રદ્ધા રાખી રહે. આ આચાર્યોના સમયમાં લોંકાગચ્છની કાંઈક અસર થવાથી તપગચ્છમાંથી પાર્શ્વચંદ્ર સ્વામીએ પાર્શ્વચંદ્ર કે પાયચંદ ગચ્છ શરૂ કર્યો. એમનો જન્મ સં. ૧૫૩૭માં થયો હતો. સં. ૧૬૧૨માં જોધપુરમાં એમનો સ્વર્ગવાસ થયો. એમણે મુખ્ય આધાર મૂલ સૂત્રો અને એના ઉપર ગુજરાતી ભાષામાં પુરેલા ટબ્બાઓ–ઉપર રાખ્યો. શ્રી પાર્શ્વચંદ્ર સ્વામીએ નાગોરી તપગચ્છના રત્ન સ્વામી પાસે દિક્ષા લીધી હતી. પછીથી એમણે જુદી સમાચારી પ્રરૂપી આજે આ પાયચંદ ગચ્છના મુનિરાજો પોતાને નાગોરી તપગચ્છ તરીકે ઓળખાવે છે. પાર્શ્વચંદ્ર સ્વામીના શિષ્ય સમરચંદ્ર સ્વામી વગેરે થયા.

તપગચ્છની બાવનમી પાટે બાલ સરસ્વતિ શ્રી રત્નશેખર સ્વામી થયા. એમનો સ્વર્ગવાસ સં. ૧૫૧૭માં થયો. અને ધર્મ સંશોધક લોંકા મહેતાએ સં. ૧૫૦૮માં જુદી પ્રરૂપણા શરૂ કરી તેથી તેમના સમકાલીન હતા એમ સ્પષ્ટ થાય છે. ત્રેપનમી પાટે લક્ષ્મીસાગર સ્વામી થયા. એમનો જન્મ સં. ૧૪૬૪ અને ગચ્છ નાયક પદ સં. ૧૫૧૭માં મળ્યું તેથી લોંકા મહેતા એમના પણ સમકાલીન હતા એ પછી ચોપનમાં સુમતિ સાધુ થયા. એમના સમયમાં લોંકાગચ્છ પ્રસિદ્ધિ પામ્યો. પંચાવનમી

પાટે હેમવિમલ થયા. એમના સમયમાં સં. ૧૫૬૨માં 'કડવાપંથ' નીકળ્યો. 'કડવાપંથ' નીકળ્યો ત્યારે સાધુ-યતિ સમાજ ઢીલો અને વેષધારી જેવો હતો માટે કડવા શાહે સાધુ-યતિ વર્ગનો બહિષ્કાર પોકાર્યો. હેમ વિમલ સ્વામીનો જન્મ સં. ૧૫૨૨ કાર્તિક સુદિ ૧૫ સ્વર્ગવાસ સં. ૧૫૫૩માં થયો. એમના સમયમાં લોંકાગચ્છમાંથી 'વીજામત' નીકળ્યો. શ્રી આનંદ વિમલ સ્વામીનો જન્મ સં. ૧૫૪૭ અને સ્વર્ગવાસ સં. ૧૫૮૭માં. છેલ્લા બંને આચાર્યોએ કે યતિવર્યોએ ક્રિયોદ્ધાર કર્યો. આ અરસામાં મુસલમાનોએ શંત્રુજ્ય મહાતીર્થ ઉપરનું ભગવાન આદી-શ્વરનું દેહરૂં અને આદીશ્વર ભગવાનનાં પવિત્ર પ્રતિમાજીનો ભંગ કરેલો તેથી સં. ૧૫૮૭માં શેઠ કર્માશાહે દેવળ ચણાવીને નવાં પ્રતિમાજી ઉંચી જાતના આરસ પત્થરમાંથી ઘડાવીને સ્થાપના કરી; જે આજે પણ મોજુદ છે. શત્રુંજય તીર્થનાં દેહરાં અને પ્રતિમાજીનો બે વખત ભંગ કર્યો હતો. શ્રી આનંદવિમલ સ્વામી પછી વિજયદાન સ્વામીની પાટે શ્રી હીરવિજય સ્વામી થયા. એમનો સ્વર્ગવાસ કાઠિ-આવાડ સૌરાષ્ટ્રમાં સં. ૧૬૫૨માં ઉના ગામમાં થયો. પછી વિજયસેન, વિજયદેવ થયા. શ્રી વિજયદેવ સ્વામીને જહાં-ગીર બાદશાહે 'મહાતપા' બિરૂદ આપ્યું હતું. એમનો સ્વર્ગવાસ સં. ૧૭૧૩માં થયો હતો. પછી વિજયસિંહ, વિજ-યપ્રભ, વિજયરત્ન, વિજયક્ષમા અને વિજયદયા સ્વામી થયા. શ્રી વિજીયદયા સ્વામીનો સ્વર્ગવાસ કાઠિયાવાડના ધોરાજી ગામમાં સં. ૧૮૦૯માં થયા પછી વિજય ધર્મ, વિજયજી-

નેંદ્ર, વિજયદેવેંદ્ર, વિજયધરણેંદ્ર અને અગનોતેરમી પાટે વિજયરાજ સ્વામી થયા. આ પટ્ટાવલિ લઘુ પોષાલની થઈ. બડી પોષાલની તપગચ્છની પટાવલિમાં. વિજયચંદ્ર સ્વામી થયા. મહામંત્રી વસ્તુપાલના આગ્રહથી શ્રી દેવેંદ્ર સ્વામીએ વિજયચંદ્ર સ્વામીને આચાર્ય પદ આપ્યું હતું. પછી ક્ષેમકીર્તિ, હેમકલશ, રત્નાકર, રત્નપ્રભ, મુનિશેખર, ધર્મદેવ, જ્ઞાનચંદ્ર, અભયચંદ્ર, જયતિલક, રત્નસિંહ, ઉદય વલ્લભ, જ્ઞાનસાગર, ઉદયસાગર, લબ્ધિસાગર, ધનરત્ન, અમરરત્ન, દેવરત્ન, જયરત્ન, ભુવનકીર્તિ, રત્નકીર્તિ. ગુણસાગર થયા. શ્રી ગુણસાગર સ્વામીને સં. ૧૭૩૪માં આચાર્ય પદવી મળી અને તે મહાવીર સ્વામીથી ચોસઠમાં પુરૂષ હતા.

નાગોરી તપાગચ્છ કે પાર્શ્વચંદ્ર ગચ્છની પટ્ટાવલિ મહાવીર સ્વામીથી એકતાલીશમી પાટે શ્રી વાદિ દેવ સ્વામી થયા ત્યારથી શરૂ થાય છે. એમના સમયમાં નાગોરમાં વિ. સં. ૧૧૭૪માં 'નાગોરી તપા' એવું નામ પડયું, વાદિદેવ સ્વામી પછી પદ્મપ્રભ, પ્રસન્નચંદ્ર, ગુણસમુદ્ર, જયશેખર, વજ્રસેન, હેમતિલક, રત્નશેખર, હેમચંદ્ર, પૂર્ણચંદ્ર, હેમહંસ, લક્ષ્મી નિવાસ, પુણ્યરત્ન, સાધુરત્ન અને પાર્શ્વચંદ્ર સ્વામી થયા. એમણે પાર્શ્વચંદ્ર ગચ્છ કે પાયચંદ ગચ્છ મહાવીર સ્વામી પછી પંચાવનમી પાટે સં. ૧૫૬૫ પછી પ્રસ્થાપિત કર્યો. પછી સમરચંદ્ર, રાજચંદ્ર, વિમલચંદ્ર, જયચંદ્ર, પદ્મચંદ્ર, મુનિચંદ્ર, નેમિચંદ્ર, કનકચંદ્ર, શિવચંદ્ર, ભાનુચંદ્ર, વિવેકચંદ્ર, લબ્ધિચંદ્ર, હર્ષચંદ્ર, હેમચંદ્ર, ભ્રાતુચંદ્ર,–ભાઈચંદજી સ્વામી, દેવચદ્ર, સાગરચંદ્ર, વગેરે થયા.

તપગચ્છમાં સાઠમી પાટે વિજયદેવ સ્વામી થયા. ત્યારે સાધુ–યતિ સંસ્થામાં શિથિલાચાર ચાલી રહ્યો હતો. વિજયદેવ સ્વામીના ગુરૂભાઈ વિજયતિલક સ્વામી હતા. એમના પછી વિજ્યાણુંદ સ્વામી થયા, વિજયદેવ સ્વામી અને વિજ્યાણુંદ સ્વામી વચ્ચે શિથિલાચાર વગેરે સંબંધમાં વાંધો પડવાથી તપગચ્છમાં દેવસૂરગચ્છ–વિજયદેવ સ્વામીનો ગચ્છ અને આણસૂરગચ્છ–વિજયાણુંદ સ્વામીનો ગચ્છ–શાખાઓ શરૂ થઇ. શ્રી વિજયદેવ સ્વામી સં. ૧૭૧૩માં સ્વર્ગવાસ પામ્યા. શ્રી વિજયાણુંદ સ્વામીને સં. ૧૬૭૬માં સૂરિપદ મળ્યું હતું.

વિજયદેવ સ્વામી પછી એકસઠમા પાટે વિજયસિંહ સ્વામી થયા. એમના સમયમાં લોંકાગચ્છના યતિઓ હતા. એમાંથી કાઠિઆવાડના કડક સાધુતા પાળવા માટે મહાપંડિત શ્રી ધર્મસિંહ સ્વામી સંવત ૧૬૮૫માં જુદા પડયા અને 'દરિયાપુરી' સંપ્રદાયની સ્થાપના કરી. તેમજ સુરતના દશાશ્રીમાલી વણિક લવજી સ્વામીએ સં. ૧૬૮૨માં લોંકાગચ્છમાંથી જુદા પડીને પોતાની સ્વતંત્ર સંપ્રદાય સ્થાપી. સં. ૧૭૧૬માં મહાપુરૂષ શ્રી ધર્મદાસજી સ્વામીએ પણ લોંકાગચ્છમાંથી જુદા પડીને પોતાની સ્વતંત્ર સંપ્રદાય સ્થાપી. આ ત્રણે સંપ્રદાયના મુનીરાજો કડક આચાર પાળતા હતા ત્યારે તપગચ્છ વગેરેનો સાધુ–યતિ સમાજ પ્રમાણમાં ઘણોજ ઢીલો અને શિથિલાચારી હતો તેથી ઘણા ગામોના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનો ઢીલા શિથિલાચારી સાધુ–યતિઓનો આશ્રય છોડીને કડક આચાર પાળવાવાળા લોંકાગચ્છમાંથી નીકળેલી જુદી જુદી સ્વતંત્ર સંપ્રદાયોને આશરે

ગયાં. એથી મૂર્તિપૂજક સંપ્રદાયના યતિવર્ગમાં ભય પેઠો અને દેરાસર વગેરેને ટકાવી રાખવા માટે તપગચ્છની એકસઠમી પાટે થએલા શ્રી વિજયસિંહ સ્વામીના સમયમાં સંવત ૧૭૦૦ની લગભગમાં યતિવર્ગમાંથી કે ઢીલા સાધુ સમાજમાંથી અલગ થઈને શ્રી સત્યવિજયગણિ સ્વામીએ ક્રિયોદ્ધાર કર્યો. હાલમાં તપગચ્છમાં એમની પરંપરાના 'વિજય' શાખાના પીળા કપડાવાલા સાધુઓ મોજુદ છે. સત્યવિજય પછી કપુરવિજય, ક્ષમાવિજય, જિનવિજય, ઉત્તમવિજય, અમીવિજય, કસ્તુરવિજય, મણિવિજય વગેરેની પરંપરા ચાલુ છે. ઓગણસાઠમી પાટે થએલા વિજયસેન સ્વામીના ગુરૂભાઈ સહજસાગર સ્વામીની પરંપરામાં અડસઠમી પાટે મયાસાગર સ્વામી થયા એમણે પણ શિથિલાચારમાંથી નીકળી ક્રિયોદ્ધાર કર્યો. એમની 'સાગર' શાખા ચાલુ છે હમણાં તપગચ્છમાં મુખ્યત્વે 'વિજય', 'વિમલ' અને 'સાગર' શાખાના પીળા કપડાવાલા સાધુઓ વિચરે છે. તેઓ સાધુતા પાળવામાં અગાઉ કરતાં ઘણા જ ઢીલા થઈ ગયા છે.

ધર્મ સંશોધક શ્રી લોંકા મહેતા અને એમને પ્રથમ હરેક રીતે ટેકો આપનાર શ્રી લખમશી મહેતાએ લોકોને સં. ૧૫૩૧માં જાહેર કર્યું કે પિસ્તાલીશ આગમો કે સૂત્રોમાંથી માત્ર બત્રીશ સૂત્રોના મૂળ પાઠજ વીતરાગ દેવની વાણી સ્વરૂપ છે. આ સૂત્રોના મૂળ પાઠમાં કોઈ પણ સ્થળે વીતરાગ દેવે જીન પ્રતિમા પૂજવાની કોઈને માટે સ્પષ્ટ આજ્ઞા ફરમાવી નથી. તેમજ જીન

પ્રતિમાજીનું દર્શન પૂજન કરવાથી કોઈ પણ શ્રાવકે સંસાર પરત કર્યો હોય, સમક્તિની પ્રાપ્તિ કરી હોય, તીર્થંકર ગોત્ર બાંધ્યું હોય, કર્મની નિર્જરા કરી હોય કે મોક્ષ મેળવેલો હોય એવો કોઈ પણ પ્રત્યક્ષ પ્રમાણભૂત પુરાવો સૂત્રોના મૂળ પાઠમાં નથી.

વિક્રમ સંવત ૧૦૮માં કાઠિઆવાડ–સૌરાષ્ટ્રના માધુ-મતિ મહુવાના ધનવાનો શ્રી જાવડશાહે અને શ્રી ભાવડ શાહે શ્રી વજ્રસ્વામીની હાજરીમાં શત્રુંજય ગિરિ ઉપર લાકડાનું દેરાસર તૈયાર કરાવીને ભગવાન રૂષભ દેવજીનાં પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરી. તે સમયે શત્રુંજયગિરિ ઉપર જુનાં કાળનાં દેવાલયો કે જીન પ્રતિમાજી જેવું કશું યે હતું નહિ. એથીજ પટ્ટાવલિમાં કહેવામાં આવ્યું છે કે વજ્રસ્વામીના સમયમાં જાવડશાહ અને ભાવડશાહથી શત્રુંજય ગિરિનો—મહાતીર્થ રૂપે 'ઉદય' થયો. ત્યારથી જીન પ્રતિમાજીનો મહિમા હદ ઉપરાંત વધી પડયો. તે કાલથી ચૈત્ય–મૂર્તિપૂજાનું કાર્ય. ધર્મનું આગેવાન અંગ મનાવું શરૂ થયું. પ્રતિમાજીને પુષ્પો ચડાવવાની પ્રવૃત્તિએ જોર પકડયુ. વજ્ર સ્વામીનો દાખલો લઇને પાછળના આચાર્યો ધીમે ધીમે દેરાસર સંબંધી સાવદ્ય કાર્યોમાં પ્રવૃત્ત થયા. વજ્ર સ્વામી શ્રાવકો માટે પુષ્પો લાવેલા તે ઉપરથી 'ચૈત્યવાસ'નાં બીજ રોપાયાં. છતાં વજ્ર સ્વામી સુધી સાધુઓ કડક આચારનું પાલન કરતા હતા. અને અંશે શિથિલાચ.ર પ્રવેશ્યો હતો. તપગચ્છની પરંપરા પ્રમાણે મહાવીર સ્વામીથી તેરમી પાટે શ્રી વજ્ર સ્વામી

થયા હતા, એમનો સ્વર્ગવાસ વીર નિર્વાણ પછી ૫૮૪ વરસે વિ. સં. ૧૧૪ થયો હતો. વજ્ર સ્વામી પછી ઓગણીશમી પાટે આર્યરક્ષિત સ્વામી થયા. એમને માબાપની રજા સિવાય તોસલીપુત્ર આચાર્યે દિક્ષા આપી દીધી હતી. મહાવીર સ્વામીના નિર્વાણ પછી 'શિષ્ય નિષ્ફેટિકા' 'શિષ્ય ચોરી' મહાવીર શાસનમાં પહેલી વારજ થઈ. આર્ય રક્ષિત સ્વામીનો સ્વર્ગવાસવીર નિર્વાણ પછી ૫૯૭ વિક્રમ સંવત ૧૨૭માં થયો. શ્રી આર્યરક્ષિત સ્વામોના સમયમાં મુનિઓમાં ઢીલાશ વધતી ચાલી 'માત્રક' પાત્રુ રાખવાનો રિવાજ અહીંથી શરૂ થયો. ઢીલા પડેલા સાધુઓ ખરેખરા શિથિલાચારી--યતિઓ તો વીર નિર્વાણ પછી ૮૮૨ વર્ષે થયા. વિક્રમની પાંચમી સદી સુધીમાં સર્વત્ર શિથિલાચાર અને ચૈત્યવાસ પ્રવરતી રહ્યો હતો. અગાઉ જે 'ચૈત્યવાસી' કહેવાતા હતા તે આજે 'દેહરાવાસી' કે 'દેરાવાસી' કહેવાય છે. હાલની જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાય—'દેરાવાસી' સંપ્રદાય તે 'ચૈત્યવાસી' સંપ્રદાયનું સુધારેલું રૂપાંતર છે, આ સંપ્રદાયમાં કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજી વગેરે મહાપ્રતિભાશાળી વિદ્વાન પુરૂષો થઈ ગયા છે, આ સંપ્રદાયને દિપાવવામાં મંત્રીશ્વર વિમલશાહ તેમજ મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલ વગેરે મુખ્ય હતા. મહાવીર સ્વામીના સમયનું કે પાર્શ્વનાથ ભગવાનના સમયનું કોઈ દેરાસર કે કોઈ જીન પ્રતિમાજી હૈયાતી ધરાવતાં નથી. આને અંગે સંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમાજી, ચારૂપજીની પ્રતિમાજી અને કેસરીયાનાથનાં પ્રતિમાજી સંબંધે જે

દંતકથાઓ ફેલાવવામાં આવી છે તે તો કોઈ પણ રીતે માનવા લાયક નથી કારણ કે એનાં સંબંધમાં ભગવાન સૂત્રકારે ક્રશોયે ઉલ્લેખ કરેલો નથી. જો વીર પ્રભુના સમયમાં તે વસ્તુ હોત તો તેનો ઉલ્લેખ મૂળ સૂત્રોમાં જરૂર કરવામાં આવ્યો હોત.

મૂળ સૂત્રોમાં શ્રાવકોને 'શ્રમણોપાસક' શબ્દથી સંબોધવામાં આવ્યા છે પણ કોઈ સ્થળે 'મૂર્તિપૂજક શબ્દથી સંબોધવામાં આવ્યા નથી. માટે 'મૂર્તિપૂજક' શબ્દ પાછળથી શરૂ થએલો સહેજેજ સમજી શકાય છે.

મૂર્તિપૂજક સંપ્રદાયવાળા વરસોથી પિસ્તાલીશ આગમોને માને છે. પિસ્તાલીશ આગમોનાં નામો **બાર અંગો**—આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતા ધર્મ કથા, ઉપાસક દશા, અંતકૃત્ દશા, અનુત્તરોપપાતિક, પ્રશ્ન વ્યાકરણ, વિપાક અને બારમું દૃષ્ટિવાદ તો વિછેદ ગયું છે માટે હાલમાં અગ્યાર અંગોજ મોજુદ છે. **બાર ઉપાંગો**—ઉવવાઇ, રાયપસેણી, જીવાભિગમ, પ્રજ્ઞાપના, સૂર્ય પ્રજ્ઞપ્તિ, જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ, ચંદ્ર પ્રજ્ઞપ્તિ, કલ્પિકા, કલ્પાવતંસિકા, પુષ્પિકા, પુષ્પચૂલિકા, વહ્નિદશા, **ચાર મૂલ**—આવશ્યક, દશ વૈકાલિક, ઉત્તરાધ્યયન, પિંડ નિર્યુક્તિ કે ઓઘનિર્યુક્તિ.

આ પ્રમાણે સતાવીશ થયાં. નંદી અને અનુયોગ દ્વાર મળીને ઓગણત્રીશ થયાં. **છ છેદ સૂત્રો**–નિશિથ, બૃહત્કલ્પ, વ્યવહાર, દશાશ્રુત સ્કંધ, પંચકલ્પ, અને મહાનિશિય,

આમાંથી પંચકલ્પ નામનું સૂત્ર હાલ મળતું નથી. પણ તેનું ભાષ્ય કે જે સંઘદાસ ગણિએ રચ્યું છે તે મળે છે. **મહાનિશિથ** સૂત્ર મૂળે તો પ્રાયઃ નષ્ટ થયું હતું. એનો ઉદ્ધાર હરિભદ્રસૂરિ વગેરેએ કર્યો હતો. એમાં તાંત્રિક કથનો તેમજ આગમ નહિ એવા ગ્રાંથોનાં નામો છે તેથી તે પાછળથી બનાવેલ છે એમ વિદ્વાનો કહે છે. **દશ પયન્ના–** ચતુ=શરણ, આતુર પ્રત્યાખ્યાન, ભકત પરિજ્ઞા, સંસ્તારક, તંદુલ વૈચારિક, ચંદ્ર વેધ્યક, દેવેંદ્રસ્તવ, ગણિ વિદ્યા, મહા પ્રત્યાખ્યાન અને વીરસ્તવઃ કોઈ દેવેંદ્રસ્તવ અને વીરસ્તવને એકજ ગણીને અને સંસ્તારકને બાજુએ મૂકીને મરણ સમાધિ અને ગચ્છાચારને ગણે છે. આ રીતે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂલ, બે નંદી ને અનુ-યોગ દ્વાર, ૬ છેદ અને ૧૦ પયન્ના મળીને કુલે પીસ્તાલીશ આગમો જુના કાળથી પ્રસિદ્ધ છે. આમાં 'મહાકલ્પ' સૂત્રનું સ્થાનજ નથી.

મહાવીર સ્વામીના હસ્તદિક્ષિત ધર્મદાસગણિએ પ્રાકૃતમાં 'ઉપદેશમાલા' રચી છે એમ પીળા કપડાવાલા સાધુઓ કહી રહ્યા છે. પણ મજકુર ઉપદેશમાલામાં તો શ્રમણ ભગવાન મહાવીર સ્વામી પછી ઘણે વરસે થએલા. શ્રી સિંહગિરિ વગેરેનાં નામો આવે છે. માટે ધર્મદાસગણિએ શ્રી મહાવીર સ્વામીની પાસે દિક્ષા લીધાની વાત સાચી ઠરતી જ નથી. વીર નિર્વાણ પછી આશરે છસેં વરસે આ ગ્રંથ રચાયાનું વિદ્વાનો માને છે. આવી જ દશા શ્રી ભદ્ર-બાહુ સ્વામીની આવશ્યક નિર્યુક્તિની છે. પંથના મહિમાની

પાછળ પોતાની મહત્તા ટકાવવાની ખાતર આવી વાતો આગળ ધરવામાં આવે છે.

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીની પાટે શ્રી સુધર્માસ્વામી, જંબુસ્વામી, પ્રભવસ્વામી, શય્યંભવસ્વામી, યશોભદ્રસ્વામી, સંભૂતિવિજયસ્વામી, સ્થૂલિભદ્રસ્વામી, સુહસ્તિસ્વામી, સુસ્થિતસ્વામી, ઇંદ્રદિંનસ્વામી, દિંનસ્વામી, સિંહગિરિ, વજ્રસ્વામી, વજ્રસેનસ્વામી થયા. વજ્રસેન સ્વામીના ગુરૂભાઈ સ્થવીર આર્યરથસ્વામીને આર્યપુષ્યગિરિ કે આર્ય પુષ્ય શિષ્ય હતા, એમની પછી દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણ સ્વામી થયા. હાલની તપગચ્છ વગેરે મૂર્તિપૂજક ગચ્છોની પટાવલિ ચૌદમી પાટે થએલા શ્રી વજ્રસેનસૂરિથી ચાલી આવે છે પણ દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણની પરંપરાથી ચાલી આવતી નથી. લોંકાગચ્છની પટ્ટાવલિમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણનું નામ વાંચવામાં આવે છે કે જે દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણે મહાવીર સ્વામીના નિર્વાણ પછી નવસેં એંશી વરસે કાઠિઆવાડ–સૌરાષ્ટ્રના ઢાંક–વલ્લભીપુરનગરમાં હાલમાં મળી આવતાં જૈન શ્વેતાંબર સૂત્રોને વ્યવસ્થિત કરીને પુસ્તકારૂઢ કરાવ્યાં હતાં.

જૈન સ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના સાધુ–યતિઓ ઢીલા, શિથિલાચારી અને ભેખધારી જેવા બની ગયા હતા. એથી ધર્મ સંશોધક લોંકા મહેતાએ વિક્રમ સંવત ૧૫૦૮માં પીળા કપડાવાલા સાધુઓ સામે બંડ જગાવ્યું, દશવૈકાલિક સૂત્રમાં સાધુના ધર્મો ફરમાવેલા છે તે પ્રમાણે ઉપદેશ શરૂ કર્યો. વીરનિર્વાણ પછી ૧૯૪૫ વરસે લોંકા મહેતાનો

ઉદય થયો. લોંકા મહેતાને ટેકો આપનાર શ્રી લખમશી શાહ મળી આવ્યા. અને સં. ૧૫૩૧માં લોંકાગચ્છની સ્થાપના થઈ. જીન પ્રતિમાજીના પૂજનથી મોક્ષ મળે છે. કે સમકિતનો લાભ થાય છે કે કર્મની નિર્જરા થાય છે કે સંસાર પરત થાય છે એવું કોઈ સૂત્રમાં ફરમાન નથી તેમજ જીન પ્રતિમા પૂજવાની પ્રભુની આજ્ઞા પણ નથી. ભાવ એ આત્માનો ગુણ છે. જીન પ્રતિમાજી અને એમની આંગી વગેરે ઠઠારો જોઈને જે આકર્ષણ થાય છે તે ભાવ નથી પણ એક જાતનો 'મોહ રાગ' છે માટે મોક્ષ માર્ગમાં જીન પ્રતિમા ઉપકારક નથી, એમ જાહેર રીતે પડકાર કર્યો. દયા, દયાનો મોટો પોકાર ઉઠાવ્યો અને સેંકડો ગામોના મૂર્તિપૂજક જૈનોએ પીળા કપડાવાલા સાધુ–યતિઓને માનવાનું અને જીન પ્રતિમાને મોક્ષને કારણે પૂજવાનું બંધ કરી દીધું. શ્રી લોંકા મહેતા એને શ્રી લખમશી શાહના સમકાલીન મૂર્તિ-પૂજક સંપ્રદાયના સાધુ–યતિ કવિ શ્રી લાવણ્ય સમયે સં. ૧૫૪૩માં 'સિદ્ધાંત ચોપઈ' રચી છે તેમજ ખરતર ગચ્છના કમલ સંયમ ઉપાધ્યાયે સં. ૧૫૪૪માં 'સિદ્ધાંત સારોદ્ધાર' ચોપાઈ રચી છે. તેમાંથી લોંકા મહેતાને લગતી કેટલીક મળી આવે છે. લોંકા મહેતા જાતે વણિક હતા. પણ તે શ્રીમાળી હતા કે ઓસવાલ હતા તેનો કશો યે ઉલ્લેખ મળતો નથી. શ્રી લોંકા મહેતા અને શ્રી લખમશી શાહનો મુખ્ય સિદ્ધાંત એ હતો કે શુદ્ધ ભાવથી શુદ્ધ સાધુને શુદ્ધ

આહાર, શુદ્ધ વસ્ત્રાદિ વહોરાવવાં એનું નામજ દાન છે. બીજાં દાનો તે સંસાર વ્યવહારની કરણી છે પણ મોક્ષની કરણી નથી. એમણે પોષધ, પડિકમણાં, પચ્ચખાણ, વગેરે સામે પણ વાંધો ઉઠાવ્યો હતો. જીન પ્રતિમા પૂજવાથી મોક્ષ મળે નહિ. પણ એ તો સંસારી જીવો સંસારપક્ષે કરતા આવે છે. શ્રી લોંકા મહેતા અને શ્રી લખમશી શાહના ભગીરથ પ્રયત્નો વડે સં. ૧૫૩૦–૩૧માં લોંકા-ગચ્છની સ્થાપના થઇ અને કેટલાક ક્રિયાપાત્રી સાધુઓ થયા.

લોંકાગચ્છમાથી પરંપરાએ શ્રી ધર્મદાસ સ્વામીથી નીક-ળેલા લીંબડી સંઘાડાની પટ્ટાવલિમાંથી સમજાય છે કે શ્રી મહાવીર સ્વામીની પાટે અનુક્રમે સુધર્મા સ્વામી જંબુ સ્વામી, પ્રભવ સ્વામી, શયયંભવ સ્વામી યશોભદ્ર સ્વામી, સંભુતી વિજયસ્વામી, ભદ્રબાહુસ્વામી સ્થુલિભદ્ર સ્વામી થયા. શ્રી સ્થુ-લિભદ્રજી વસ્તીમાં રહ્યા અને શ્રી વિશાખાચાર્યજી વનમાં રહ્યા તેથી 'વનવાસી' કહેવાયા. આ રીતે આઠમી પાટે પ્રથમ મતભેદ ઉભો થયો. વસ્તીમાં રહેવાનો અને વનમાં રહેવાનો. વીર નિર્વાણ પછી ૧૬૨ મેં વર્ષે શ્રી વિશાખાચાર્ય થયા. તેઓ દશ પૂર્વધર હતા. શ્રી સ્થલિભદ્રનો સ્વર્ગવાસ વીર નિર્વાણ પછી ૨૧૫–૧૯ વરસે થયો. પછી આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ સ્વામી થયા. આર્ય સુહસ્તિ સ્વામીનો સ્વર્ગવાસ વીર નિર્વાણ પછી ૨૯૧ વરસે થયો. અહીંથી શાસનમાં શિથિલાચાર પ્રવેશવો શરૂ થયો. પાછળના આચાર્યોએ સંપ્રતિ રાજાને પ્રતિમા પૂજન સાથે જોડી દઇને અનેક કલ્પિત વાતો આર્ય સુહસ્તિસૂરિના નામથી ચલાવી.

અગ્યારમી પાટે સુપ્રતિબદ્ધ સ્વામી થયા. પછી ઈંદ્રદિં સ્વામી, દિંનસ્વામી થયા. આ સમયમાં પહેલા કાલિકાચાર્યે નિગોદનું વર્ણન કર્યું. પનવણાં સૂત્રનું સંક્ષેપ વર્ણન કર્યું. ચૌદમી પાટે શ્રી વજ્રસ્વામી થયા. આ સમયમાં સંવત પ્રવર્તક વિક્રમરાજા, વૃદ્ધવાદિ સ્વામી અને સ્યાદ્વાદ સપ્તભંગી ન્યાયના પ્રસ્થાપક શ્રા સિદ્ધસેન દિવાકર સ્વામી પ્રગટ થયા. આ સમયમા જાવડશાહ ભાવડશાહના ધન વડે શત્રુંજય-ગિરિ ઉપર વિક્રમ સંવત ૧૦૮માં પ્રથમ દેરાસર તૈયાર કરાવીને રુષભદેવ ભગવાનની પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી. ત્યારથી શત્રુંજયતીર્થનો ઉદય થયો. શ્રી વજ્રસ્વામી વિક્રમ સં. ૧૧૪માં સ્વર્ગવાસ પામ્યા. આ અરસામાં વીર નિર્વાણ પછી ૫૧૯ વરસે વિક્રમ સં. ૪૯માં પ્રખ્યાત દિગંબર જૈન મુનિ મહાપંડિત શ્રી કુંદકુંદાચાર્ય થયા. પંદરમી પાટે વજ્રસેન સ્વામી થયા. આ સમયે ચાર ગચ્છ સ્થપાયા. એમાંથી કાલક્રમે ચોરાશી ગચ્છ થયા, સોળમી પાટે ભદ્રગુપ્ત સ્વામી, સતરમી પાટે વયર સ્વામી, અઢારમી પાટે આર્યરક્ષિત સ્વામી, ઓગણીશમી પાટે નંદિલાચાર્ય, વીશમી પાટે આર્ય નાગહસ્તિ, પછી રેવતિ, સિંહસ્વામી, સ્કંદિલ સ્વામી, નાગજિત, ગોવિંદ, ભૂતદિન સ્વામી થયા અને સતાવીશમી પાટે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ થયા, વીર નિર્વાણ પછી ૯૮૦ વરસે દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણે સૂત્રોને પુસ્તકારૂઢ કરાવ્યાં. વીર નિર્વાણ પછી ૯૯૩ વરસે એક કાલિકાચાર્ય થયા. એમણે કારણ વિશેષે કરીને પાંચમને બદલે ચોથની સંવત્સરી કરી અને તેજ સાલમાં

કાલિકાચાર્ય સ્વર્ગવાસી થયા. પણ તેમના શિષ્યોએ ચોથની સંવત્સરી કરવી શરૂ રાખી.

શ્રી વજ્રસ્વામી અને શ્રી વજ્રસેન સ્વામીના સમયથી શિથિલાચાર ચાલતો હતો તે વીર નિર્વાણ પછી સાતસે વરસે 'ચૈત્યવાસમાં પલટાઈ ગયો. તે વખતે યતિવર્ગે દેરાસરને પોતાનાં ઘર કે ઉપાશ્રય રૂપ માની લીધા. વીર નિર્વાણ પછી એક હજાર વરસે સર્વત્ર 'ચૈત્યવાસ' ફેલાઈ ગયો.

વીર પ્રભુની અઠાવીશમી પાટે આર્યરૂષિ થયા. પછી ધર્માચાર્ય, શિવભૂતિ, સોમ, આર્યભદ્ર, વિશ્નુચંદ, ધર્મ વર્ધન, ભુરા, સુદત્ત. સુહસ્તિ, વરદત્ત, સુબુદ્ધિ, શીવદત્ત, વીરદત્ત, જયદત્ત, જયદેવ, જયઘોષ, વીરઅકુધર, સ્વાતિસેન, શ્રીવંત થયા. અડતાલીશમી પાટે શ્રી સુમતિ સ્વામી આચાર્ય થયા. ઓગણપચાશમાં ધર્મ સંશોધક શ્રી લોંકા મહેતા કે લોંકાશાહ થયા. પચાશમા ભાનોજી રૂષિ થયા. શ્રી ભાનાજી કે ભાણાજી રૂષિ શિરોહી પાસેના અરઘટ્ટ પાટકના પ્રાગ્વાટ વણિક હતા. એમણે જીન પ્રતિમાના પૂજન સામે સખ્ત વીરોધ કર્યો. ભાણાજી રૂષિ પછી ભિદાજી રૂષિ, લુણાજી રૂષિ, ભીમાજી રુષિ, ગજમાલજી રુષિ, સરવાજી રૂષિ અને અને રૂપશીરૂષિ થયા. પછી જીવાજી રૂષિ થયા. પછી કુંવરજી રૂષિ, મલજી રૂષિ, રત્નસિંહ રૂષિ, કેશવજી રૂષિ અને બાસઠમા શિવજી રૂષિ થયા. શ્રી જીવાજી રૂષિ પછી આ લોંકાગચ્છના સાધુ–યતિઓ ઢીલા શિથિલાચારી થયા. જીવાજી રૂષિના શિષ્ય જગમાલજી થયા, એમના શિષ્ય જીવરાજજી રૂષિએ સં. ૧૬૦૮માં લોંકાગચ્છના યતિ વર્ગમાંથી

જુદા પડી પ્રથમ ક્રિયોધ્ધાર કર્યો. આ વખતે લોંકાગચ્છમાં ખટપટનો ઉલ્કાપાત જાગ્યો અને ફાંટા પડી ગયા. લોંકાગચ્છમાં ભાણુજી, ભિદાજી, નુનાજી, ભીખાજી, જગમાલજી સરવાજી રૂપજી, જીવાજી, રૂષિઓ થયા. જીવાજી રૂષિ સુરત શહેરના રહીશ હતા. સં. ૧૬૧૩માં એમનો સ્વર્ગવાસ થયો. ખટપટને કારણે અહીંથી ત્રણ પક્ષ ઉભા થયા. આમાં જીવાજી રૂષિનો 'ગુજરાતી લોંકાગચ્છ' કહેવાયો શ્રી જીગાજી રૂષિ અને શ્રી જીવરાજજી રૂષિના પાંચ સંપ્રદાયો છે. જીવજી રૂષિના ત્રણ શિષ્યો તે વરસિંગજી, કુંવરજી અને મલ્લજી. આમાં વરસિંગને સં. ૧૬૧૩માં વડોદરામાં પૂજ્યપદવી મળી, તે 'ગુજરાતી લોંકાગચ્છ મોટી પક્ષ' કહેવાય છે. લોંકામહેતાજી. લોંકાગચ્છની દશમી પાટે લઘુ વરસંગજી, અગીઆરમી પાટે વરસંગ રૂષી બારમી પાટે રૂપસંગજી, તેરમા દામોદરજી, ચૌદમા કરમસિંહ, પન્દરમા કેશવજી રૂષિ થયા. અહીં સુધી 'ગુજરાતી લોંકાગચ્છ મોટીપક્ષ' કહેવાઇ. શ્રી કેશવજી રૂષિ પ્રભાવશાલી થયા, તેથી એ શાખા 'કેશવજી પક્ષ' તરીકે ઓળખાઈ. શ્રી લોંકાગચ્છના કેશવજી પક્ષમાંથી **હરજી** રૂષિ, જીવરાજજી રૂષિ, ગિરધરજી રૂષિ, વગેરે જુદા પડયા. તેમાંના હાલમાં બે સંપ્રદાય વિદ્યમાન છે એક તો **કોટાવાલો સંઘાડો** અને બીજો **પૂજ્યજી હુકમચંદજી સ્વામીનો** સંઘાડો.

કેશવજી રૂષિ પછી તેજસિંહ, કાનજી, તુલસીદાસજી, જગરૂપ, જગજીવન, મેઘરાજજી, સોમચંદજી, હરખચંદજી, જયચંદજી, કલ્યાણચંદજી, ખૂબચંદજી, ન્યાલચંદજી થયા.

એ રીતે કેજવજી પક્ષની પટ્ટાવલિમાં છે. શ્રી જીવાજી રૂષિ પાસે કુંવરજી વગેરે સાત જણાએ દિક્ષા લીધી. આ 'લોંકાગચ્છની નાની કુંવરજી પક્ષ' કહેવાઇ.

દશમી પાટે શ્રી મલ્લજી પછી રત્નસિંહ, કેશવજી થયા. અહીંથી 'કેશવજી નાની પક્ષ' કહેવાઇ. તેરમા શિવજી રૂષિ થયા. આ સમયમાં પ્રખર વિદ્વાન ધર્મસિંહ રૂષિએ લોંકાગચ્છથી જુદા પડીને સાધુ ધર્મ અંગીકાર કરીને દરિયાપુરી સંપ્રદાય સ્થાપી. ચૌદમા સંઘરાજજી થયા. પછી સુખમલજી, ભાગચંદ્રજી, વાલચંદ્રજી, માણેકચંદ્રજી, મુલચંદજી, જગતચંદજી, રત્નચંદજી, નૃપચંદજી થયા. એમની પાટે કોઈ બેઠું નથી. આ રીતે લોંકાગચ્છની પટ્ટાપલિ મળી આવે છે.

લોંકાગચ્છની આઠમી પાટે આવેલા જીવાજી રૂષિના જગાજી, તેનાં **જીવરાજજી** થયા. તેઓ **લોંકાગચ્છમાંથી પ્રથમ ક્રિયોદ્ધારક નીકળ્યા,** તેમના હાલ પાંચ સંપ્રદાયો છે. પૂજ્યજી નાનકરામજીનો સંઘાડો. તેની બે શાખા પડી ગઇ છે. બીજો પૂજ્યજી સ્વામીદાસજીનો સંઘાડો. ત્રીજો પૂજ્ય અમરસિંહ સ્વામીનો સંઘાડો બે શાખામાં વહેંચાઈ ગયો છે, ચોથો પૂજ્યજી શિતલદાસજી સ્વામીનો સંઘાડો. પાંચમો પૂજ્યજી નથુરામજી સ્વામીનો સંઘાડો તો **પંજાબમાં વિચરે** છે અને તેઓ **'અજીવપંથી' નામથી** ઓળખાય છે. આ પાંચે સંઘાડા કે સંપ્રદાયો પૂજ્યજી જીવરાજજી સ્વામીના સંઘાડામાંથી ઉતરી આવેલા છે.

સં. ૧૬૮૫માં શિવજી રૂષિના **શ્રી ધર્મસિંહ**

**સ્વામી મોટા ક્રિયોદ્ધારક** નીકળ્યા. તેઓ કાઠિયાવાડના જામનગરના દશા શ્રીમાલી વાણીઆ હતા. એમનો 'દરિયાપુરી' સંપ્રદાય છે. એમને માટે કહેવાય છે કે—

"સંવત સોળ પંચાશીયે, અમદાવાદ મઝાર;
શિવજી ગુરૂકો છાંડકે, ધર્મસિંહ હુવા ગચ્છબહાર."

શ્રી ધર્મસિંહ સ્વામીએ ઢીલા સાધુ–યતિ વર્ગથી જુદા પડીને અમદાવાદમાં દરિયાપુરના દરવાજા બહાર દિક્ષા લીધી. એમને સારણ ગાંઠનું દરદ હોવાથી લાંબો વિહાર કરી શકયા નહિ. એમણે સતાવીશ સૂત્રો ઉપર ટબ્બા પુરેલ છે.

લોંકાગચ્છની પંદરમી પાટે શ્રી કેશવજી રૂષિના પરિવારમાંથી સં. ૧૭૮૫ પછી **શ્રી હરજી રૂષિ** જુદા પડયા. અને ક્રિયોદ્ધાર કર્યો. એના ચાર સંપ્રદાયો કે સંઘાડા વિદ્યમાન છે. કોટા સંપ્રદાય બે શાખામાં વહેંચાયલો છે. પૂજ્ય દોલતરામજી સ્વામીની સંપ્રદાય અને **પૂજ્ય હુકમીચંદજી સ્વામીની સંપ્રદાયમાં બે શાખાઓ** છે. આમાં પહેલી શાખા સંપ્રદાયમાં **પૂજ્યજી જવાહિરલાલજી સ્વામી** વિદ્યમાન છે. બીજી શાખા સંપ્રદાયમાં **પૂજ્યજી ખૂબચંદજી** સ્વામી વિદ્યમાન છે. પૂજ્ય કેશવજી યતિ પછી **હરજી**, ગોદાજી, ફરસરામજી, લોકમલજી, મયારામજી, દોલતરામજી, લાલચંદજી, હુકમચંદજીનાં બે સંપ્રદાયો ચાલે છે. શિવલાલજી, ઉદેસાગરજી, ચોથમલજી, શ્રી લાલજી અને **જવાહિરલાલજી.** શ્રી હુકમચંદજી સ્વામીની પાટાનુ પાટે શ્રી મનાલાલજી હતા, તે સં. ૧૯૯૦માં સ્વર્ગવાસી થયા. તેમની પાટે નંદલાલજી ને હાલ **ખૂબચં-**

દજી પૂજ્યજી વિધવાન છે.

લોકાગચ્છમાંથી ક્રિયોધ્ધારક **શ્રી લવજી રૂષિ** નીકળ્યા. તેઓ સુરત–ગોપીપુરાના દશા શ્રીમાળી વાણીઆ હતા. સુરતમાં વીરજી વોરા મોટા શેઠ હતા, મોટા ધનવાન હતા. સુરતમાં આજે પણ વીરજી વોરાનો બળેવનો પડવો કહેવાય છે. વીરજી વોરાની પુત્રીના પુત્ર તે શ્રી લવજી સ્વામી. તે વખતે શ્રી વરજંગજી યતિ બિરાજતા હતા શ્રી લવજી સ્વામીએ સં. ૧૬૯૨માં સ્વયમેવ દિક્ષા લીધી. ખંભાતમાં જાહેર રસ્તા ઉપર બેસી ઉપદેશ આપતા હતા. તેઓ મહાત્યાગી હતા. લવજી સ્વામીની સંપ્રદાયને માનવાવાળા શ્રાવકોને નાત-બહાર કર્યા હતા. એમણે 'ખંભાત સંઘાડા'ની સ્થાપના કરી. શ્રી લવજી સ્વામીના ચાર સંપ્રદાય વિધમાન છે કાનજી મુનિનો, તારાચંદ્રજીનો, હરદાસજીની પાટાનુ પાટે શ્રી અમરસિંહજીનો સંપ્રદાય તે **પંજાબ સંપ્રદાય નામથી** ઓળખાય છે. ચોથો રામરતનજીનો સંપ્રદાય. તારાચંદજીનો સંપ્રદાય તે ખંભાત સપ્રદાયના નામથી ગુજરાતમાં ઓળખાય છે.

લવજીરૂષિથી સોમજી, કાનજી, તારાચંદજી થયા. તેના બે શિષ્યો પૂજ્ય કાલારૂષિ ને પૂજ્ય મંગલા રૂષિ થયા. તેમનો પરિવાર ગુજરાતમાં વિચરે છે. બત્રીશ સૂત્રોનો હિંદી અનુવાદ કરનાર **અમોલખ રૂષિ** આ સંપ્રદાયમાં થયા. રૂષિ સંપ્રદાયના સાધુ અને આર્યાજીઓ માળવા તથા દક્ષિણમાં વિચરે છે. આને કોઇ 'રૂષિ' સંપ્રદાય અને કોઇ

"કાનજી રૂષિ"નો ટોળો પણ કહે છે.

શ્રી લવજી સ્વામીએ સં. ૧૭૦૯માં '**ઢુંઢીઆ**' નામ ધારણ કર્યું.

ક્રિયોદ્ધારક શ્રી ધર્મદાસજી સ્વામીનો સંપ્રદાય ઘણો મોટો છે. એમનો જન્મ અમદાવાદ પાસે સરખેજમાં ભાવસાર કુટુંબમાં સં. ૧૭૦૧માં થયો હતો. ભાવસારો મૂળે તો લોંકાગચ્છીય હતા. પૂજ્ય કેશવજી પક્ષના યતિ શ્રી તેજસિંહજી સરખેજ પધાર્યા. તેમની પાસેથી શ્રી ધર્મદાસજી જૈન ધર્મનું સ્વરૂપ સમજ્યા. પછી કલ્યાણજી નામના એકલ પાતરીયા શ્રાવક સરખેજ આવ્યા. તેમનો ઉપદેશ સાંભળ્યો. પછી શ્રી લવજી રૂષિનો સમાગમ થયો. અમદાવાદમાં શ્રી ધર્મસિંહ મુનિનો મેળાપ થયો. શ્રી ધર્મસિંહ મુનિ અને શ્રી ધર્મદાસજી સ્વામી વચ્ચે છ કોટી, આઠ કોટી, તથા બીજી અનેક બાબતોનો સિદ્ધાંત સંબંધી મતભેદ થયો. શ્રી ધર્મદાસજી સ્વામીએ સં. ૧૭૧૬માં અમદાવાદમાં સત્તર જણા સાથે દિક્ષા લીધી. શ્રી ધર્મદાસજી સ્વામીનો પરિવાર કચ્છ, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ, માળવા, દક્ષિણ, વગેરે સ્થળે વિચરે છે. શ્રી ધર્મદાસજી સ્વામીને નવાણું શિષ્યો હતા. આમાં બાવીશ સાધુએ મોટા પંડિત હતા, તેમના પરિવારો **બાવીશ ટોળાના** નામથી પ્રખ્યાત છે. બાવીશ ટોળામાં મુલચંદજીનો, ધનાજીનો, લાલચંદજીનો, મનાજીનો, મોટા પૃથ્વીરાજજીનો, છોટા પૃથ્વીરાજજીનો, બાલચંદજીનો, તારાચંદજીનો, પ્રેમચંદજીનો, ખેતશીનો, પદાર્થજીનો, લોક-

મલજીનો, ભવાનીદાસજીનો, મલુકચંદજીનો, પુરૂષોત્તમજીનો, મુકુટરામજીનો, મનોરદાસજીનો, રામચંદ્રજીનો, ગુરૂ સહાયજીનો, વાઘજીનો, રામરતનજીનો અને બાવીશમો ટોળો મુલચંદજી સ્વામીનો, આ બાવીશ ટોળામાંથી હાલમાં તો પાંચ ટોળા જ વિદ્યમાન છે. મૂલચંદજીનો, ધનાજીનો છોટા પૃથ્વીરાજજીનો, મનોરદાસજીનો, રામચંદ્રજીનો, આ પાંચ ટોળા જ હમણાં છે. મુલચંદજી સ્વામીના ટોળામાંથી નવ સંઘાડા થયા. તે હાલ કચ્છ અને કાઠિયાવાડમાં વિચરે છે. તેમાં લીંબડીનો મોટો સંઘાડો, લીંબડીનો નાનો સંઘાડો, ગોંડલ મોટો સંઘાડો, ગોંડલ સંઘાણીનો સંઘાડો બોટાદ સંઘાડો, બરવાલા સંઘાડો, સાયલા સંઘાડો, કચ્છ મોટી પક્ષનો સંઘાડો અને કચ્છનાની પક્ષનો સંઘાડો છે. પૂજ્ય મૂલચંદજી સ્વામી અમદાવાદના દશાશ્રીમાળી વાણીઆ હતા. તેમણે ત્યાં જ ગાદી સ્થાપી એમને સાત શિષ્યો હતા. ગુલાબચંદજી, પ્રંચાણુજી, વનાજી, ઇંદ્રજી, વણારસી, વિઠલજી, અને ઇચ્છાજી. આમાંથી શ્રી પચાણુજી સ્વામીને પૂજ્ય પદવી મળી. પચાણુજીના ઇચ્છાજી સ્વામી થયા. એમણે સં. ૧૭૮૨માં લીંબડીમાં સંથારો કર્યો. એમની પછી ત્યાં શિથિલાચારે પ્રવેશ કર્યો અને એકમાંથી સાત સંઘાડા થયા. ઇચ્છાજી સ્વામીએ લીંબડીમાં ગાદી સ્થાપી હતી. પચાણજીના રતનશીના ડુંગરશી સ્વામીએ ગોંડલમાં ગાદી સ્થાપી. વનાજીના કાનજી સ્વામી બરવાળે પધાર્યા અને ત્યાં ગાદી સ્થાપી. વણારસીના શિષ્ય જેસંગજી તથા ઉદેસંગજી ચુડા પધાર્યા અને ત્યાં ગાદી

સ્થાપી. વિઠ્ઠલજીના શિષ્ય ભૂખણુજી મોરબી પધાર્યા અને તેમના શિષ્ય વશરામજીએ ધ્રાંગધ્રામાં ગાદી સ્થાપી. ઇંદ્રજીનાં શિષ્ય કરસનજી સ્વામી કચ્છમાં પધાર્યા. એમણે ત્યાં આઠ કોટીની પ્રરૂપણા ત્યાંની રૂઢિને અનુસરીને કરી. ઇચ્છાજી સ્વામી લીંબડીમાં હતા. તેમના શિષ્ય રામજી રૂષિ ઉદેપુર પધાર્યા અને ત્યાં ગાદી સ્થાપી. ઇચ્છાજી સ્વામીના શિષ્ય લીંબડીની પરંપરામાં ગુલાબચંદજી, તેમના વાલજી, તેમના હીરાજી, તેમના કાનજી અને તેમના પ્રખ્યાત **અજરામરજી** સ્વામી થયા, કે જેમના નામથી હાલમાં લીંબડીનો સંઘાડો જાણીતો છે.

શ્રી ધર્મદાસજી સ્વામીની સંપ્રદાયવાળા કહે છે કે 'સિદ્ધપાહુડા'માં શ્રી ધર્મદાસજી સ્વામીનું અને ગોંડલ સંઘાડાના આદિ પુરૂષ શ્રી ડુંગરશી સ્વામીનું નામ છે. પાંચમા આરામાં ચોવીસેં જીવો એકાવતારી થશે. તેમાં ઉપરનાં નામો પણ આવે છે. ચુડાના સંઘાડામાં હમણાં કોઈ સાધુ કે આર્યાજી હૈયાત નથી. ધ્રાંગધ્રા સંઘાડો પણ સાધુ અને આર્યાજીને અભાવે બંધ પડયો છે. શ્રી વિઠ્ઠલજી સ્વામી મોરબીવાળાના શિષ્ય વશરામજીના શિષ્ય જસાજી સ્વામી બોટાદ પધાર્યા અને ત્યાં ગાદી સ્થાપી. શ્રી ધર્મદાસજી સ્વામીના શિષ્યો અનુક્રમે મુલચંદજી, વિઠ્ઠલજી, હરખજી, ભૂખણુજી, રૂપચંદજી, વશરામજી, જશાજી થયા. જશાજીના બે શિષ્યો એક તો અજરામરજી તેમના માણેકચંદજી, તેમના ત્રણ શિષ્યો કાનજી સ્વામી, શિવલાલજી સ્વામી અને અમુલખજી સ્વામી. પૂજ્ય જસાજીના રણછોડજી

તેમના હીરાજી સ્વામી, તેમના મૂલચંદજી, તેમના દુર્લ-
ભજી સ્વામી. આ બોટાદ સંઘાડામાંથી આત્મજ્ઞાનને પંથે
પરવરી રહેલા આત્માર્થી મુનિરાજ શ્રી કાનજી સ્વામીએ
સોનગઢમાં મુહુપતિ છોડી નાંખ્યાની વાત ઘણી પ્રસિદ્ધ
છે. એમની પ્રરૂપણા શ્રીમદ્ રાજચંદ્રજીને, દિગંબર જૈન
સંપ્રદાયને અને શ્વેતાંબર જૈન સંપ્રદાયને મિશ્રરૂપે મળતી
આવે છે. સં. ૧૮૪૪માં કચ્છ મુદ્રામાં ગાદી સ્થપાઈ.
સં. ૧૮૫૬માં પૂજ્ય દેવજી સ્વામીનું ચોમાસું કચ્છ
માંડવીમાં થતાં ત્યાં છકોટી અને આઠ કોટીની તકરાર
થઈ હતી. ત્યારથી પાકે પાયે બે પક્ષ પડી ગયા.
કચ્છનાની પક્ષની પ્રરૂપણા તો કેટલીક રીતે જૈન
શ્વેતાંબર તેરાપંથને મળતી આવે છે. કાઠિઆવાડમાં લીંબડી
અને તેમાંથી જુદા પડેલા ગોંડલ બરવાલા, બોટાદ, વગેરે
સંઘાડના સાધુઓ કરતાં 'કચ્છ' નાની પક્ષના સાધુઓનો
આચાર વધારે કડક છે, ઉદેપુરના સંઘાડામાં હવે કોઈ
સાધુ કે આચાર્યજી નથી. સં. ૧૮૨૯માં નાગજી સ્વામી
ભીમજી સ્વામી, હીરાજી સ્વામી અને મુલજી સ્વામી આ
થાણા ચાર સાયલા પધાર્યા અને ત્યાં ગાદી સ્થાપી. એમનો
આહાર પાણીનો વ્યવહાર સં. ૧૮૬૯થી જુદો પડયો.
સં. ૧૯૧૫માં લીંબડી સંઘાડાના બે ભાગ પડયા. પૂજ્ય
અજરામરજીના દેવરાજજી, તેમના અવિચલદાશજી તેમના
હિમચંદજી તેમના દેવજી સ્વામી થયા. પૂજ્ય હિમચંદ-
જીના શિષ્ય પૂજ્ય ગોપાલજી સ્વામી થયા. તેમના પૂજ્ય
મોહનલાલજી સ્વામી થયા. એમના પૂજ્ય મણિલાલજી છે.

શ્રી ધર્મદાસજી સ્વામીના બીજા શિષ્ય શ્રી ધનાજી સ્વામી હતા. તે બાવીશ ટોળામાં પ્રથમ છે, તેમના ચાર સંઘાડા કે સંપ્રદાયો હાલ ચાલે છે, એક જયમલજી સ્વામીનો, બીજો રૂગનાથજી સ્વામીનો, ત્રીજો ચોથમલજી સ્વામીનો અને ચોથો રતનચંદજી સ્વામીનો. આમાં પૂજ્ય રૂગનાથજી સ્વામીની સંપ્રદાયની તપાસ કરતાં સમજાય છે કે શ્રી ધર્મદાસજી સ્વામી પછી અનુક્રમે ધનાજી, ભૂધરજી રૂગનાથજી, ટોડરમલજી, દીપચંદજી, ભેરૂદાસજી, ખેતશી, ભીખનજી, ફોજમલજી, સંતોકચંદજી: આમાં ત્રીજી પાટે ભૂધરજીને ત્રણ શિષ્યો થયા. તેમાં રૂગનાથજી સ્વામી પાસે પ્રખ્યાત જૈન શ્વેતાંબર તેરાપંથના પ્રસ્થાપક પૂજ્યજી શ્રી ભીખમજી સ્વામીએ દ્રવ્ય દિક્ષા અંગીકાર કરી હતી. સૂત્ર સિદ્ધાંતની પાકી તપાસ કરતાં એમને સમજાયું કે હાલમાં જૈન શ્વેતાંબર સંપ્રદાયમાં મૂર્તિપૂજક અને મૂર્તિને નહિ માનવાવાળા એમ બે વર્ગો છે. આ બંને વર્ગના સાધુઓ જૈન સૂત્રો પ્રમાણે આચાર પાળતા નથી તેમજ પ્રરૂપણા પણ કરતા નથી. ઉલટું સૂત્રથી વિરૂદ્ધ કે મિશ્ર પ્રરૂપણા કરી મહાવીર પ્રભુને નામે લોકોને ભમાવે છે અને એ રીતે જીનશાસને પારાવાર વિકારવાળું બનાવી રહ્યા છે; એમ સમજીને એ સર્વેનો પરિત્યાગ કરીને કે વોસરાવી દઈને સ્વયમેવ ફરીથી સાધુપણું અંગીકાર કરીને સૂત્રમાં ભાખેલી જૈન ધર્મની શુદ્ધ પ્રરૂપણા કરી. આવી જાતની શુદ્ધ પ્રરૂપણા એજ મહાવીર પ્રભુનો માર્ગ છે. હે પ્રભુ આ પંથ તારો છે. એ રીતે 'તેરાપંથ' કે

'જૈન શ્વેતાંબર તેરાપંથ' કહેવાયો. મહાવીર સ્વામીએ આજથી
૨૪૬૭ વરસ અગાઉ 'જીન શાસન'ની જે શુદ્ધ પ્રરૂપણા
કરી હતી તેજ શુદ્ધ પ્રરૂપણા, પવિત્ર સૂત્રોના આધારે
પૂજ્યજી શ્રી ભીખનજી સ્વામીએ કરી છે. માટે વીતરાગ
સમા શ્રી ભીમજી સ્વામીએ કોઈ નવો પંથ, વાડો, સંપ્રદાય
સંઘાડો, મત કે પક્ષ સ્થાપેલ નથી પણ પૂર્વે અનંતા
તીર્થંકર દેવોએ જે 'જીન શાસન'નો પ્રકાશ કર્યો હતો
એજ પ્રકાશ ભગવાન ભીખમજી સ્વામીએ કર્યો છે. માટે
આ કાલે આ દેશે ખરેખરૂં 'જીન શાસન' જેને
કહી શકાય તે ખરૂં જોતાં 'જૈન શ્વેતાંબર તેરાપંથ'જ
છે. માટે જૈન શ્વેતાંબર તેરાપંથ' તે શ્રી ધર્મદાસજી
સ્વામીની પરંપરામાં થએલા પૂજ્ય શ્રી રૂગનાથજી
સ્વામીની પરંપરામાંથી કે તેમના પેટા વિભાગ તરીકે કે
તેમાંથી ક્રિયોદ્ધારક તરીકે નીકળેલો કોઇ સંપ્રદાય નથી
પણ સમગ્ર મૂર્તિપૂજક અને મૂર્તિને નહિ માનવાવાળા
સંપ્રદાયો કરતાં તદ્દન અલગ–સ્વતંત્ર–સર્વ પ્રકારે સ્વતંત્ર
સંપ્રદાય છે, અને તે કેવલ મહાવીર પ્રભુની પવિત્ર આજ્ઞાઓ
રૂપ છે. એથી જૈન શ્વેતાંબર તેરાપંથ તો મહાવીર
સ્વામીએ ભાખેલુંજ પવિત્ર 'જીન શાસન' છે. મૂળ 'જીન
શાસન'માં પાછળના આચાર્યો થોડો થોડો વધારો ઘટાડો
કરતા ગયા અને મિશ્ર બનાવતા ગયા. છેવટે ખરૂં શું
અને ખોટું શું એ સમજવાનું મુશ્કેલ બન્યું. લોકો
મિશ્ર ધર્મને શુદ્ધ જૈન ધર્મ માનવા લાગ્યા. એવા સંયો-
ગોમાં વીતરાગ સમા ભગવાન ભીખમજી સ્વામીનો પ્રાદુર્ભાવ

થયો. આથી સમજી શકાશે કે 'જૈન શ્વેતાંબર તેરાપંથ' એ બાવીશ ટોળામાંથી કે બીજી કોઈ સંપ્રદાયમાંથી નીકળેલો સંપ્રદાય નથી. પણ શ્રી મહાવીર પ્રભુએ પ્રકાશેલો મોક્ષપંથ તેજ 'જૈન શ્વેતાંબર તેરાપંથ છે.

શ્રી ધર્મદાસજી સ્વામીના પૃથ્વીરાજજીનો શ્રી એક લિંગદાસજીના સંપ્રદાય તરીકે ઓળખાય છે. મનોહરદાસજીનો તે મોતીરામજીનો સંપ્રદાય કહેવાય છે. રામચંદ્રજીનો સંપ્રદાય બે વિભાગમાં વહેંચાયલો છે. બીજા વિભાગમાં હાલમાં વયોવૃધ્ધ **શ્રી તારાચંદજી સ્વામી** આગેવાન છે. સોહનલાલજીની સંપ્રદાયને પંજાબ સંપ્રદાય કહેવાય છે તેમાંથી હાલમાં **પંજાબ કેસરીશ્રી કાશીરામજી** સ્વામી આદિ થાણા વિચરે છે. પૂજ્ય હરદાસજીનીપાટાનું પાટચાલે છે પૂજ્ય અમરસિંહનો પંજાબ સંપ્રદાય.

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુથી સીત્તોતેરમી પાટે લવજી રૂષિ થયા. પછી અનુક્રમે સોમજી, હરદાનજી, વિદરાજજી ભવાનીદાસજી, મુલચંદજી, મહાસિંહજી, કુશલચંદજી, છગનમલજી, રામલાલજી, અમરસિંહજી, રામ, મોતી, સોહનલાલજી તો નેવુમી પાટે છે.

બાવીસ ટોળા કે બાવીશ સંપ્રદાય કે બાવીશ સંઘાડા તો શ્રી ધર્મદાસજી સ્વામીની પરંપરા રૂપ છે હાલમાં મારવાડમાં વિચરી રહેલા **પૂજ્યજી શ્રી જવાહીરલાલજી સ્વામી** તથા યુવાચાર્ય **શ્રી ગણેશલાલજી** સ્વામી આદિ થાણા શ્રી ધર્મદાસજી સ્વામીની પરંપરા નહિ હોવાથી તેઓ

બાવીશ ટોળા કે બાવીશ સંપ્રદાયની અંદરના નથી પણ બાવીશ સંપ્રદાય–ટોળા શિવાયની બીજી સંપ્રદાયના છે. લોકો બાવીશ સંપ્રદાય બાવીશ ટોળા બોલ્યા કરે છે તે તો વગર સમજ્યે બોલે છે અને આ બાબતમાં સાધુઓ મૌન ધારણ કરે છે. તેનું તેઓ જાણે.

પૂજ્ય જવાહીરલાલજી સ્વામીની પટ્ટાવલિ અત્રે આપવાંમાં આવે છે.

જુઓ પટ્ટાવલિમાંની નામાવલિ. શ્રમણ ભગવાન મહાવીર પ્રભુ પછી–સુધર્મા–સ્વામી, જંબુસ્વામી, પ્રભવા સ્વામી, શય્યંભવ સ્વામી, યશોભદ્ર સ્વામી, સંભૂતિવિજય સ્વામી, ભદ્રબાહુ સ્વામી, સ્થૂલીભદ્ર સ્વામી, આર્ય મહાગિરિ, બલિસિંહજી, સોવનસ્વામી, વીરસ્વામી, સ્થંડિલસ્વામી, જીવધરસ્વામી, આર્યસમેદસ્વામી, નંદીલ સ્વામી, નાગહસ્તિ-સ્વામી, રેવંતસ્વામી, સિંહગણિજી, થંડિલાચાર્યજી, હેમવંત સ્વામી, નાગજીતસ્વામી, ગોવિંદસ્વામી, ભૂતદીનસ્વામી, છોહગણિજી, દુઃસહગણિજી અને સતાવીશમી પાટે દેવ-દ્ધિગણિ ક્ષમાશ્રમણ. આ સત્તાવીશ પાટોની નામાવલિમાં અને લીંબડી સંઘાડાની કાઠિઆવાડની સતાવીશ પાટોની નામાવલિમાં ઘણો તફાવત રહે છે. અઠાવીશમી પાટથી નામવલિમાં અનુક્રમે–વીરભદ્ર, સંકરભદ્ર, યશોભદ્ર, વીરસેન, વીરસંગ્રામ, જિનસેન, હરિસેન, જયસેન, જગમાલ, દેવરૂષિ, ભીમરૂષિ, કર્મરૂષિ, રાજરૂષિ, દેવસેન, સંકરસેન, લક્ષ્મી-લાભ, રામરૂષિ, પદમસૂરિ, હરિસ્વામી, કુશલદત્ત, ઉવનીરૂષિ, જયસેન, વિજયરૂષિ, દેવસેન, સૂરસેન, મહાસૂરસેન, મહાસેન,

ગજસેન, જયરાજ, મિશ્રસેન, વિજયસિંહ, શિવરાજજી, લાલજીરૂષિ અને એકસઠમી પાટે જ્ઞાનજીરૂષિ થયા. પટ્ટાવલિમાં લખ્યું છે કે જ્ઞાનજી રૂષિના સમયમાં લોંકાશાહ પ્રગટ થયા. સં. ૧૫૩૧માં લોકાગચ્છની સ્થાપના થઈ. આટલું જણાવીને પટ્ટાવલિમાં બાસઠમી પાટથી નામાવલિ શરૂ થાય છે કે ભાણુજી રૂષિ, રૂપજી રૂષિ, જીવરાજજી રૂષિ, તેજરાજજી, કુંવરજી, હર્ષજી, ગોધાજી, પરશુરામજી લોક પાલજી, મહારાજજી, દૌલતરામજી, લાલચંદજી, અને ચમોતેરમી પાટે પૂજ્ય ગોવિંદરામજી સ્વામી અને પૂજ્ય હુકમીચંદજી સ્વામી થયા. પૂજ્ય હુકમીચંદજી સ્વામીની પાટે શિવલાલજી, ઉદયચંદજી, ચોથમલજી, શ્રી લાલજી અને અગનોએંશીમા પૂજ્યજી જવાહિરલાલજી સ્વામી હાલ હૈયાત છે. આ પટાવલિમાં આપેલાં નામો પૈકી ઘણાં નામો એવાં છે કે ઐતિહાસિક દૃષ્ટિએ એમનું વ્યક્તિત્વ સાબિત થઈ શકતું નથી. આ જોતાં પીળા કપડાવાલા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના જુદા જુદા ગચ્છોની પટ્ટાવલિઓ ઘણીજ પાયાદાર અને વિશ્વાસનીય છે. પીળા કપડાવાલા સાધુઓના હરકોઈ ગચ્છની પટ્ટાવલિમાં આવેલા નામેના આચાર્યોએ તેઓ મોટે ભાગે વિદ્વાન હોવાથી સંસ્કૃત કે પ્રાકૃતમાં ગ્રંથો રચ્યા હોય છે અગર તો જીન પ્રતિમાજીઓની પ્રતિષ્ઠા કરાવી હોય છે કે દેવાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોય છે. આવા સંયોગોમાંથી કોઈપણ સ્થળેથી કોઈને કોઈ આચાર્યનું સાલ સંવત અને ગુરૂ પરંપરા અને ગચ્છ

સહિત નામ મળી આવે છે. એથી માનવું પડે છે કે ધર્મ સંશોધક લોંકા મહેતાના સ્થાપેલા લોંકાગચ્છમાંથી નીકળેલી જુદી જુદી ક્રિયા અને સિદ્ધાંતના પરસ્પર તફાવતવાળી સ્વતંત્ર સંપ્રદાયોની પટ્ટાવલિઓ કરતાં પીળા કપડાવાલા સાધુઓની પટ્ટાવલિઓ વધારે પ્રમાણભૂત અને વિશ્વાસનીય છે,

લોકાંગચ્છમાંથી જેટલી સંપ્રદાયો નીકળી છે તેઓ વચ્ચે પરસ્પર મતભેદ છે. તેઓમાં કોઈ તો ઢુંઢીઆ કહેવાતા અને કોઈ તો બાવીશ ટોળાવાળા કહેવાતા અને કોઈ તો અમુક સંઘાડાના કે અમુક સંપ્રદાયના છે એમ કહેવાતા હતા. પણ કોઇ સંપ્રદાય કે ટોળાવાળા કે સંઘાડાવાલા પોતાને સ્થાનકવાસી જૈન સાધુ તરીકે ઓળખાવતા જ નહિ. છતાં હાલમાં સર્વત્ર સઘળા સંપ્રદાય, ટોળા અને સંઘાડાવાલા સાધુઓએ જોતજોતામાં શ્રી જૈન શ્વેતાંબર સ્થાનકવાસી સાધુ તરીકેનું બિરૂદ ધારણ કરી લીધું છે અને પરસ્પરના ક્રિયાભેદ અને સિધ્ધાંતભેદને તિલાંજલિ આપીને ગુરૂપરંપરા અને માન્યતાઓને એક બાજુ મૂકીને જૈન શ્વેતાંબર તેરાપંથના અનુકરણરૂપે એક થઈ જવાનું વાતાવરણ ઉભું કરેલું છે. જેમ 'ચૈત્યવાસી'નું રૂપાંતર 'દેરાવાસી' થયું છે તેમજ 'દેરાવાસીને' લગતું છતાં છેટે છેટે રૂપાંતર જેવું 'સ્થાનકવાસી' થયું જણાય છે. સ્થાનકમાં સાધુ રહેતા કે વસતા નથી. સાધુઓ તો પરિવ્રાજક હોય છે એમને કોઈ મકાન કે ઘર કે સ્થાનક હોતું જ નથી છતાં ગમે

તે કારણે આ સાધુઓ પોતાને 'સ્થાનકવાસી જૈન સાધુ' તરીકે ઓળખાવતા થઇ ગયા છે.

બૌદ્ધોના ગ્રંથમાં કહેવામાં આવ્યું છે કે ભગવાન બુદ્ધના વિરોધી તરીકે છ ધર્મોચાર્યોના છ મતપંથો ચાલુ હતા. આમાં પૂરણુકાશ્યપનો પંથ, મંખલી ગોશલનો આજીવિક પંથ, સંજયી વૈરટ્ટીપુત્રનો પંથ, અજીત કેશકમ્બલનો પંથ, કકુદકાત્યાનનો પંથ અને નિર્ગ્રંથનાથ પુત્રનો પંથ, આ છ પંથો અને ખુદ ભગવાન બુદ્ધના શાસન સામે સારાયે ભારત વર્ષમાં જુદે જુદે કાળે જુદા જુદા દેશોમાં સખ્ત વિરોધ ઊભો થયો હતો એને પરિણામે માત્ર નિર્ગ્રંથનાથ પુત્રનો પંથજ અવશેષ રૂપ રહ્યો અને બીજા બૌદ્ધો, આજીવિકો, વગેરે લોકભય અને રાજ્યભયથી નિર્ગ્રંથનાથપુત્રના નિગ્રર્થ સંપ્રદાયમાં આવી એકઠાં થયા. ત્યારથી એ સંપ્રદાયવાળાઓની પુરાણી અસરો અને સંસ્કારો નિર્ગ્રંથસંપ્રદાયમાં મિશ્ર થયા, એવીજ અસર જીનપ્રતિમાજી ઉપર પણ થઈ. પુરાણુકાળનાં જીનપ્રતિમાજીને કચ્છ હતો નહિ પણ પાછળથી દાખલો થયો. પુરાણુ કાળનાં પ્રતિમાજી દિગંબર જોવામાં આવે છે અને તેમને બહુ જ નાનું લિંગ પણ હતું. જેમ બૌદ્ધ ધર્મમાં પાછળથી ભગવાન બુદ્ધની પ્રતિમા દાખલ થઈ તેમજ ગોશાલકજીના આજીવિક મતમાં પણ તેવીજ પ્રતિમા દાખલ થઈ હોય તો ના કહી શકાય નહિ. એવી રીતે પૂરણુ કાશ્યપ વગેરેનું જાણવું. એથી જેમ નિર્ગ્રંથના આચારો અને વિચારો ઉપર આ સંપ્રદાયોની અસર થએલી દેખાય છે તેમજ પ્રતિમાજી ઉપર

પણ અસર થયેલી જોવામાં આવે છે. જીન પ્રતિમા-જીને લગતી હકીકત 'વિવાહ ચૂલિયા' સૂત્રમાં વાંચવામાં આવે છે. તેથી પ્રતિમા પૂજન ઘણા પ્રાચીન કાળથી ચાલુ આવતું હોય એવો સંભવ છે. શ્રી ગૌતમ સ્વામી આ સૂત્રમાં પ્રશ્ન પૂછે છે કે "જિણુ પડિમાણું ભંતે અચ્ચ-માણે પૂયમાણે વંદમાણે નમંસાઈમાણે કિં સુયધમ્મ ચરિત્ત-ધમ્મં ચલભ્ભઈ અહુવા ણિજ્જરા કજ્જઇ તવ સંજમો કજ્જઈ? જીન પ્રતિમાજીનું અર્ચન કરવાથી પૂજન કર-વાથી, વંદન કરવાથી, નમસ્કાર કરવાથી શું શ્રુત ધર્મની પ્રાપ્તિ થાય? ચારિત્ર ધર્મની પ્રાપ્તિ થાય? અથવા નિર્જરા થાય કે તપ અને સંયમનો લાભ થાય? આ પ્રશ્નોના જવાબમાં ભગવાન મહાવીર સ્વામી ફરમાવે છે કે "ગોયમા ણો ઈણુ ઈણુઠે સમઠે" હે ગૌતમ એવો અર્થ બરાબર નથી. એટલે કે જીન પ્રતિમાજીના પૂજનથી શ્રુતધર્મ, ચારિત્રધર્મ, નિર્જરા; તપ અને સંયમનો લાભ થાય નહિ. આ સૂત્રમાં ગૌતમ સ્વામી પૂછે છે કે "જિણુ પડિમાણું ભંતે નમંસઈ માણો અચરિમાઓ ચરિમ ભવઈ? અનંત સંસારિઓ પરત સંસારિઓ ભવઈ મિચ્છત ભાવાઓ સમ્મત્ત ભાવ પડિવજ્જઇ? હે ભગવાન! જિન પ્રતિમાજી વગેરેને નમસ્કાર કરવાથી અચરમમાંથી ચરમ થાય? અનંત સંસારી હોય તે પરિત્ત સંસારી થાય કે સંસાર ઓછો કરે? મિથ્યાત્વી હોય તે સમ્યકત્વને પામે? જવાબમાં મહાવીર પભુ ફરમાવે છે કે "ગોયમા ણો ઈણુઠે સમઠે" હે ગૌતમ એ પ્રમાણે બને નહિ. આ સંવાદને અંતે ભગવાન ફરમાવે છે કે

"સમણોવાસગા (જીણુપડિમાણું) સંસાર અટ્ઠે અચ્ચઈ જાવ નમંસઈ" શ્રાવકો સંસારને અર્થે જીનપ્રતિમાજીને અરચે છે અને નમસ્કાર કરે છે.

આ 'વિવાહ ચૂલિયા' સૂત્રનું નામ નંદી સૂત્રની યાદીમાં છે પણ પિસ્તાલીશ આગમની યાદીમાં નથી; માટે જેવું 'મહાકલ્પ સૂત્ર' છે તેવું જ આ 'વિવાહ ચૂલિયા' સૂત્ર છે.

હાલમાં ભારતવર્ષમાં જે જીનપ્રતિમાજીઓ જોવામાં આવે છે તે સઘળાં એકજ પ્રકારનાં નથી પણ તેમાં પરસ્પર કેટલોક તફાવત હોય છે. એ તફાવતતો જુદા જુદા ધર્મોની થએલી અસરોના કારણે છે. એથી અસલના વારામાં શુદ્ધ જીનપ્રતિમાજી કેવાં હતાં તે હાલમાં કહી શકવું ભારે મુશ્કેલી ભરેલું છે. આ રીતે ઘણાં વરસોથી 'જીનશાસન' જેમ મિશ્ર સ્વરૂપ પામી રહ્યો હતો તેમજ 'જીનપ્રતિમાજી' પણ મિશ્રપણું પામી રહ્યાં હતાં. આ સઘળાનું પ્રથક્કરણ જૈન શ્વેતાંબર તેરાપંથના પ્રસ્થાપક વીતરાગસમા ભગવાન ભીખમજી સ્વામીએ મૂલ સૂત્રોના આધારે કર્યું. અને સ્પષ્ટ ફરમાવ્યું કે 'જીનશાસન'માં 'ચારિત્રધર્મ' એજ મુખ્ય ધર્મ છે અને એથીજ આત્મા પવિત્ર થાય છે, નિર્મલ થાય છે. માટે 'ચરિત્ર ધર્મ-નેજ આત્માના આરાધન રૂપ ધર્મ કહેવામાં આવે છે. આ કારણથી જૈન શ્વેતાંબર તેરાપંથનો ઈતિહાસ અને તેની માન્યતાઓ જણાવવાનું ઘણું જરૂરનું છે, માટે અત્રે એનો ઇતિહાસ, વગેરે આપવામાં આવે છે.

## જૈન શ્વેતાંબર તેરાપંથ,

### પૂજ્યજી શ્રી ભીખમજી સ્વામી

જૈન શ્વેતાંબર તેરાપંથના પ્રવર્તક પ્રાતઃસ્મરણીય શ્રી ભીખમજી સ્વામીનો જન્મ અષાઢ સુદિ ૧૩ સં. ૧૭૮૩ ઈ. સ. ૧૭૨૬નાં રોજ મારવાડના કંટાલિયા ગામમાં થયો હતો. એમના પિતાનું નામ બલૂજી સુખલેચ્ચા અને માતાનું નામ દિપાંબાઈ હતું. શાહ બલૂજી ઓસવાલ જાતિના હતા. બંને પુણ્યવાન હતાં. એમને ત્યાં સ્વામી ભીખનજીનો જન્મ થયો હતો. સ્વામી ભીખમજીને બાલપણુથી જ ધર્મમાં રૂચિ વિશેષ હતી. એમના માતા પિતા ‘ગચ્છવાસી’ સંપ્રદાયના અનુયાયી હતા. શરૂઆતમાં ભીખમજી ગચ્છવાસી સાધુઓ પાસે જતા આવતા થયા હતા. ત્યાં એમને ગમ્યું નહિ, તેથી ‘પોતિયાબંધ’ સાધુઓની પાસે જવા લાગ્યા. ત્યાં પણ એમને સાધુતાનાં લક્ષણ જોયાં નહિ. તેથી એમનો ત્યાગ કરીને લોકાગચ્છમાંથી નીકળેલી એક સંપ્રદાય શાખાના આચાર્ય શ્રી રૂગનાથજી સ્વામી પાસે જવા લાગ્યા. ત્યાં એમને સંપૂર્ણ સંતોષ થયો નહિ, છતાં ઠીક જણાયું. આ સંપ્રદાય શાખા તે શ્રી ધર્મદાસજી સ્વામીની સંપ્રદાયમાંની એક શાખા સમજવી. એના આગેવાન પૂજ્યજી શ્રી રૂગનાથજી સ્વામી હતા. એમની પાસે ભીખમજીએ પ્રથમ દિક્ષા લીધી. ભીખમજીમાં વરસોથી દિક્ષા લેવાની ભાવના પ્રગટી હતી. વૈરાગ્ય ભાવના ઉત્કૃષ્ટ હતી. ગ્રાહકશક્તિ અને ધારણાશકિત અસાધારણ હતી. પૃથક્કરણ શકિત અપાર હતી.

ભીખમજીનાં લગ્ન થયાં હતાં તેથી બંને માણસે પ્રથમ તો બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરી હતી. પણ એમની સ્ત્રીનો દેહાવસાન થયા પછી પૂર્ણ યૌવનાવસ્થામાં ભાગવતી દિક્ષા અંગીકાર કરવાનો નિર્ણય કર્યો. આ સમયે ભીખમજીના પિતાનો સ્વર્ગવાસ થઈ ગયો હતો. તેથી દિક્ષા અંગીકાર કરવાની અગાઉ માતાની રજા માંગી. પણ ભીખમજી ગર્ભમાં આવેલા ત્યારે એમની માતાએ સ્વપ્નમાં સિંહને જોયો હતો; ત્યારથી એમને એવી ધારણા બંધાઈ હતી કે મારો પુત્ર જરૂર કોઈ પ્રતિષ્ઠિત મહાપુરૂષ થશે. જ્યારે ભીખમજીએ માતા પાસે દિક્ષા અંગીકાર કરવાની પરવાનગી માંગી ત્યારે સ્વપ્નની હકીકત જાહેર કરીને પરવાનગી આપી નહિ. આ વાતની પૂજ્ય શ્રી રૂગનાથજીસ્વામીને ખબર પડી, ત્યારે ખુદ પૂજ્યજીએ દીપાંબાઇને સ્પષ્ટ કહી દીધું કે તમોને આવેલું સ્વપ્ન સાચું થશે અને તમારો પુત્ર ગૃહત્યાગી મુનિ થશે, તો પણ સિંહની પેઠે મહાવિજયી નિવડશે. છેવટે દિપાંબાઈએ પોતાના પુત્રરત્ન ભીખમજીને ભાગવતી દિક્ષા અંગીકાર કરવાની રજા આપી. એથી સં. ૧૮૦૮ની સાલમાં પૂજ્યજી રૂગનાથજીસ્વામી પાસે સ્વામી ભીખમજી દિક્ષિત થયા; અને પૂજ્યજીની પાસે આઠ વરસ સુધી એકાગ્રચિત્તે સૂત્ર સિદ્ધાંતનું ભારે મનન કર્યું, એથી એમના દિલમાં સ્પષ્ટ સમજાયું કે હમણાં જે જૈન સાધુઓ છે તેઓ શુદ્ધ સાધુપણું પાળતા નથી તેમજ શુદ્ધ પ્રરૂપણા પણ કરતા નથી. સ્વામી ભીખમજીએ જોયું કે હાલમાં સાધુઓ પોતાને માટે

બનાવેલા સ્થાનક અને ઉપાશ્રયોમાં રહે છે, ઉદ્દેશિક આહાર વહોરે છે. ભિક્ષાને લગતા નિયમોનું પાલન કરતા નથી. પુસ્તકોનો મોટો જથ્થો સંગ્રહે છે અને મહિનાઓ કે વરસો સુધી એનું પડિલેહન થતું નથી. વગર આજ્ઞાએ ગમે તેવાને મુંડી નાંખે છે. વસ્ત્ર, પાત્ર વગેરે અધિક ઉપકરણો રાખે છે. એમનામાં સાચું આત્મદર્શન નથી કે શુદ્ધ સાધુતા નથી. આ સઘળું સ્વામી ભીખમજી બરાબર સમજી ગયા. એમનો પૂજ્ય શ્રી રૂગનાથજીસ્વામી ઉપર ઘણો સ્નેહ હતો. તેથી એમના શિથિલાચારની વાતો પ્રથમતો સ્વામી ભીખમજીએ પ્રકાશી નહિ. છતાં નાના પ્રકારની શંકાઓ ઉત્પન્ન કરીને તેને લગતા પ્રશ્નો પૂછયા કરતા હતા. એવા સમયમાં મેવાડના રાજનગર શહેરમાં એક અગત્યનો બનાવ બન્યો. રાજનગરમાં કેટલાક શ્રાવકો સૂત્રના જાણકાર હતા. એમણે સૂત્રોમાંથી સાર કાઢયો કે હાલમાં પૂજયજી રૂગનાથજીસ્વામી વગેરે પોતાને જૈન સાધુ તરીકે ઓળખાવે છે પણ એમનામાં સૂત્રમાં બતાવેલાં સાધુ-ઓના લક્ષણ નથી. એથી એ શહેરના શ્રાવક વર્ગે આવા શિથિલાચારી સાધુ વર્ગને વંદના કરવાનું બંધ કર્યું. આ વાતની જાણ પૂજયજી રૂગનાથજી સ્વામીને થઈ. એથી આ શ્રાવ-કોને સમજાવવા માટે સર્વ પ્રકારે યોગ્ય સમજીને સ્વામી ભીખણજીને મોકલ્યા. સ્વામીજીએ રાજનગરમાં ચોમાસું કર્યું. ત્યાં અનેક યુકિત પ્રયુકિત વડે શ્રાવકોને સમજાવ્યા અને ફરીથી વંદના કરવી શરૂ કરાવી. શ્રાવક વર્ગે વંદના કરવાનું તો સ્વીકાર્યું પણ એમના હૃદયમાંથી શંકાઓ

દૂર થઇ નહિ. ફકત સ્વામી ભીખણુજીનો ત્યાગ વૈરાગ્ય જોઇનેજ વંદનાની કબૂલત આપી હતી. એજ રાતમાં સ્વામી ભીખમજીને સખ્ત તાવ આવ્યો. આ તાવના પ્રકોપમાં સ્વામી ભીખમજીના અધ્યવસાયો પવિત્ર થયા. એમના મનમાં થયું કે મેં શ્રાવકોને જૂઠું સમજાવ્યું છે તે ઠીક કર્યું નથી. જો આ તાવ પ્રકોપમાંજ મારૂં મૃત્યુ થાય તો મારી દુર્ગતિજ થાય. એ જાતની આત્મગ્લાનિ અને પશ્ચાત્તાપથી એમના હૃદયનો મેલ ધોવાઇ ગયો. અને પ્રતિજ્ઞા કરી કે જો હું આ રોગમાંથી સાજો થઇશ તો પક્ષપાત રહિત સાચા જૈન ધર્મનું અનુસરણ કરીશ. ભગવાન જીને ભાખેલા સાચા સિદ્ધાંતને અંગીકાર કરીને એને અનુસરીને આચરણ કરીશ. સ્વામી ભીખમજીમાં હઠ કે જીદ તો હતીજ નહિ. પોતાની ભૂલને કદિ છુપાવતા નહિ. એક સાચા મુમુક્ષુ તરીકે હમેશાં સત્યની શોધમાંજ રહેતા હતા. આ લોકના માન સન્માનની એમના દિલમાં લેશ પણ ઇચ્છા ન હતી, આત્માને કર્મમલથી રહિત કરવો, આત્માને નિર્મલ બનાવવો, આત્મદર્શન કરવાં કે આત્માનો અનુભવ કરવો એજ એમનું સામાન્ય રટણ થઇ પડયું હતું.

સ્વામી ભીખમજીએ સાચા જૈન ધર્મનો પ્રકાશ કરવાનો નિર્ણય કરી લીધો. આવો નિર્ણય કરીને એમના મનમાં કોઇ નવો મત, પંથ, સંપ્રદાય, વાડો, સંઘાડો કે પક્ષ સ્થાપવાની ઇચ્છા હતીજ નહિ. કેવલ શુદ્ધ જીન શાસનનો પ્રચાર કરવો કે જેથી પોતાના આત્માને લાભ

થાય અને પરના આત્માને સમ્યકત્વની સંપ્રાપ્તિ થાય. ચોમાસું તો રાજનગરમાંજ સંપૂર્ણ થયું. ચોમાસા પછી સ્વામી ભિખમજીએ રાજનગરથી વિહાર કર્યો. અને પૂજ્યજી રૂગનાથજી સ્વામી પાસે ગયા. ત્યાં સ્પષ્ટ શબ્દોમાં પૂજ્યજીને શુણાવી દીધું કે અમે આત્માને તારવા માટે ઘરબારનો પરિત્યાગ કર્યો છે. પૂજા પ્રતિષ્ઠા તો અનંતી વાર મળી છે પણ સાચો માર્ગ મળવો દુર્લભ છે; માટે આપ સાચું સાધુપણું ધારણ કરો. જો આપના હાલના શિથિલાચારમાં ફેરફાર નહિ કરો તો હું આપને પૂજ્યજી તરીકે સ્વીકારી શકીશ નહિ. આ વાતની અસર પૂજ્યજી રૂગનાથજી સ્વામી ઉપર થઈ નહિ. પૂજ્યજી રૂગનાથજી સ્વામી એ તો હાલમાં પંચમ આરો છે. પાંચમા આરામાં ચોથા આરાના જેવી સાધુતા પળી શકે નહિ વગેરે જવાબો આપ્યા. એથી સ્વામી ભિખમજીને સંતોષ થયો નહિ. કારણ કે જે પુરૂષાર્થહીન અને સાધુપણું પાળવામાં અસમર્થ હોય છે તેવાઓ સમયનો દોષ બતાવીને શિથિલાચારને છોડી શકતા નથી.

પૂજ્યજી રૂગનાથજીસ્વામી પંચમઆરાને આગળ ધરીને અનેક આડાઅવળા પોતાના બચાવ પુરતા ખુલાસા કર્યા, એથી સ્વામી ભીખમજીના મનનું લેશ પણ સમાધાન થયું નહિ. અંતે સ્વામી ભીખમજી સ્વયંમેવ પૂજ્યજીથી અલગા થઇ ગયા અને શુદ્ધ સંયમ માર્ગ ઉપર ચાલવાનો દૃઢ નિશ્ચય કર્યો. સ્વામી ભીખમજીએ 'બગડી' શહેરમાં

પૂજ્ય રૂગનાથજીસ્વામીનો સંગ છોડયો; અને ત્યાંથી વિહાર કર્યો. તે વખતે સ્વામી ભારીમલજી વગેરે કેટલાક સંતો એમની સાથે ચાલ્યા. આ સમયે પૂજ્યજી રૂગનાથજી સ્વામીની એ પ્રદેશમાં મોટી લાગવગ હતી. ત્યાં શ્રદ્ધાળુ ભકતોની સંખ્યા પણ મોટી હતી. પૂજ્યજીએ પણ પોતાની તરફથી વિરૂદ્ધતાના દોર છુટા મૂકયા. બગડીમાં સ્વામી ભીખમજીને કોઈએ ઉતરવાને સ્થાન આપવું નહિ, એવો ઢંઢેરો પિટાવ્યો. સ્વામી ભીખમજીએ બગડી શહેરની બહાર જૈતસિંહજીની છત્રીઓમાં સ્થિરતા કરી. એ સ્થાને પૂજ્ય રૂગનાથજીસ્વામી આવ્યા અને ફરીથી જોરદાર ચર્ચા કરી પણ સ્વામી ભીખમજીના મનનું સમાધાન કરી શકયા નહિ. ત્યારે પૂજ્યજીએ કહ્યું કે હે ભીખમજી તારો પગદંડો કોઈ પણ ગામમાં ટકવા દઈશ નહિ. તારો પીછો બરાબર લેવામાં આવશે. આ પ્રદેશમાં સર્વત્ર તારો ઘોર વિરોધ થશે. આવી ધમકીઓને સ્વામી ભીખમજીએ લેશ પણ મચક આપી નહિ. સંપૂર્ણ નિર્ભયતા પૂર્વક સ્વામી ભિખમજીએ બગડી શહેરમાંથી વિહાર શરૂ કર્યો. ત્યાંથી સ્વામીજી જોધપુર પધાર્યા. ત્યાં પધાર્યા ત્યારે તેમના અનુયાયી તેર સાધુઓ સાથે હતા. આંમાં પાંચ સાધુઓ રૂઘનાથજી સ્વામીની સંપ્રદાયના, છ સાધુ જયમલજી સ્વામીની સંપ્રદાયના, તથા બે બીજી સંપ્રદાયના સાધુ હતા. આ સાધુઓમાં ટોકરજી, હરનાથજી, ભારીમલજી, વીરભાણુજી, વગેરે હતા. આ સમયમાં તેર શ્રાવકો પણ સ્વામી ભીખમજીની માન્યતાવાળા થઈ ગયા હતા.

જોધપુરની બજારમાં એક ખાલી દુકાનમાં શ્રાવકોએ સામાયક તથા પૌષધાદિ કર્યાં. એ સમયે જોધપુરના દિવાન ફતેહચંદજી સીંધી ત્યાંથી નીકળ્યા. અને પુછ્યું કે આ લોકો અહીંયા સામાયક વગેરે શા માટે કરે છે? એના જવાબમાં શ્રાવકોએ સર્વ હકીકત કહી સંભળાવી. ફતેહ-ચંદજી દીવાનના પુછવાથી એ પણ કહ્યું કે સ્વામી ભીખ-મજીને મતાનુયાયી તેર સાધુઓ છે અને તેર શ્રાવકો છે. તે વખતે ત્યાં હાજર રહેલ એક સેવક કવિએ કવિતા બનાવીને આ સમુદાયનું નામ 'તેરાપંથ'–'તેરાપંથી' જાહેર કર્યું.

"આત્મ સ્વરૂપ આરાધશે, એજ ખરા નિર્ગ્રંથ,
નિર્ગ્રંથ ભિખુ સ્વામીનો, આ તો તેરાપંથ."

આ રીતે સેવક કવિની જોડથી જોધપુરમાંથી આકસ્મિક રીતેજ 'તેરાપંથ'ની પ્રસિદ્ધિ થઇ, સ્વામી ભીખમજીની બુદ્ધિ આશ્ચર્યકારક હતી. કવિના મુખથી અકસ્માત 'તેરાપંથ' શબ્દ સાંભળીને એ શબ્દનો બહુજ સુંદર અર્થ ધરાવ્યો. સ્વામીજીએ ફરમાવ્યું કે જે પંથમાં પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું યથાર્થ પાલન થાય છે એજ 'તેરાપંથ' છે. હે પ્રભુ યહ પંથ તેરા હૈ, હે પ્રભુ આ પંથ તારો છે, હે પ્રભુ જે પંથે હું ચાલી રહ્યો છું તે તેર બોલરૂપ પંથ તારો છે. એજ 'તેરાપંથ' છે.

સંવત ૧૮૧૭ અષાઢ સુદ ૧૫ને રોજ સ્વામી

ભીખમજીએ સિદ્ધભગવાનની સાક્ષીએ પુનઃ નવી દિક્ષા અંગીકાર કરી. આ રીતે 'તેરાપંથ'ની સ્થાપના થઈ. આ રીતે શ્રવણ ભગવાન મહાવીર પ્રભુના પંથની સ્થાપના તો થઇ પણ પુજ્ય રૂગનાથજી સ્વામી મોટા જોરશોરથી લોકોને ભડકાવવા લાગ્યા. લોકોમાં ઉશ્કેરણી ફેલાવવાથી લોકો સ્વામી ભીખમજીને ઉતરવાને સ્થાન આપતા નહિ, ઘી દુધની વાત તો બાજુ ઉપર રહી પણ લુખો સૂકો આહાર પણ પુરો મળી શકતો નહી પેટપુરતું પીવાનું પાણી અતિ પરીશ્રમથી જ મળી શકતું. આવી અનેક વીડંબનાઓ વેઠી પણ સ્વામીજી પોતાના આત્માના આરાધનના પવિત્ર ચારિત્ર માર્ગથી જરા પણ ડગ્યા નહિ. એમણે તો પ્રભુનો માર્ગ અંગીકાર કર્યો ત્યારે આ પવીત્ર માર્ગ માટે પ્રાણાર્પણ કરવું પડે તો તેમ કરવા સુધીનો છેવટનો નિશ્ચય કરી લીધો હતો. અને વરસો સુધી અનેક પ્રકારનાં કષ્ટ સહન કર્યાં.

અનેક પ્રકારની કઠીનતા સહન કરીને પભુના શુદ્ધ માર્ગનો પ્રચાર કરતાં એમણે જોઇ લીધું કે જે લોકો પોતાને જૈન ધર્મ પાળીએ છીએ એમ કહે છે તેવા લોકો શુદ્ધ જૈન ધર્મથી સેંકડો ગાઉ દૂર છે. લોકોનો મોટો ભાગ તો ગતાનુગતિક છે અને સત્યાસત્યનો નિર્ણય કરી લેવા માટે અસમર્થ છે જ્ઞાનવરણીય કર્મના પ્રાબલ્યવાળા જીવોને સમજાવવાનું કામ ઘણું કપરૂં છે તેમજ ધર્મના દ્વેષીની સંખ્યા ઘણી મોટી છે. માટે લોકોને સમજાવવામાં શક્તિનો વ્યર્થ વ્યય કરવા કરતાં પોતાના આત્મામાં

આત્માની શોધ કરવારૂપ શુદ્ધ ચારિત્રધર્મનું યથાર્થ પરિપાલન કરવા માટે વિશેષ પ્રયત્ન કરવો એજ શ્રેયસ્કર છે. ઘર છોડીને આ કઠિન માર્ગમાં સાધુ અને સાધ્વીઓ પ્રવ્રજિત થાય એ પણ મુશ્કેલ છે. એવો વિચાર કરીને સ્વામીજીએ એકાંતર વ્રત શરૂ કર્યું. સખ્ત તડકામાં સૂર્યની આતાપના લેવી શરૂ કરી. બીજા સાધુઓ પણ એજ પ્રમાણે ઉગ્ર તપને પંથે ચાલ્યા. એમના સમયમાં સ્વામી થિરપાલજી અને સ્વામી ફતેચંદજી નામના બે સાધુઓ તપસ્વી અને સરલ–ભદ્રિક પરિણામી હતા. એમણે સ્વામી ભીખમજીને સમજાવ્યું કે તપસ્યાદ્વારા શરીરનો અંત કરવો નહિ; કારણ કે આપના હાથથી બહુ જીવોનું પરમ કલ્યાણ થવાનો સંભવ છે. આ વૃદ્ધ પુરૂષોની વાત ઉપર સ્વામીજીએ સંપુર્ણ વિચાર કર્યો. અને ત્યારથી શુદ્ધ જૈન ધર્મના પવિત્ર સિદ્ધાંતોનો લોકોમાં પ્રચાર કરવાનું કામ શ્રરૂ કર્યું. એમણે પ્રવિત્ર સિદ્ધાંતોને ઢાલોના રૂપમાં ગુંથ્યા. દયા અને દાન ઉપર સુંદર ઢાલ રચી. વ્રત અને અવ્રતનો નિર્ણય કર્યો. બ્રહ્મચર્યનું મહત્વ સમજાવ્યું. સાધુઓના આચારનું પ્રતિપાદન કરનારી ઢાલો રચીને શિથિલાચાર ઉપર ભારે ફટકો માર્યો. નવતત્ત્વનું રહસ્ય સમજાવ્યું. એ રીતે સર્વ સાહિ-ત્ય ઢાલોના રૂપમાં પદ્યાકારે ગુંથીને એ દ્વારા લોકોને સમજાવવાનું કામ આગળ ધપાવ્યું. એથી બહુવિધ લોકોએ સ્વામીજી પાસેથી શુદ્ધ જૈન ધર્મની પાકી ઓળખાણ મેળવી. ઘણા ભાઈઓ અને બહેનોએ જુના જમાનાથી

ચાલતો આવેલો વંશપરંપરાનો ધર્મ અને કુલપરંપરાના સાધુઓનો સાથ છોડી દીધો અને આ ભગવાન મહાવીરના પ્રરૂપેલા પવિત્ર પ્રકાશને આત્મામાં પ્રવેશાવ્યો.

સ્વામી ભીખમજીએ મારવાડ, મેવાડ, ઢુંઢાડ, વગેરે સ્થળે શુદ્ર જૈન ધર્મનો પ્રચાર કર્યો. એમના જીવન કાળમાં ૪૮ સાધુ અને ૫૬ સાધ્વીજીઓએ દીક્ષા અંગીકાર કરી હતી. આમાંથી ૨૦ સાધુ અને ૧૭ સાધ્વીઓ સાધુ માર્ગની કઠિનતા સહન નહિ થવાથી ગણ બહાર નીકળી ગયાં. શ્રાવક અને શ્રાવિકાની સંખ્યા સારા પ્રમાણમાં હતી. સ્વામીજીનું નિર્વાણ ભાદરવા સુદિ ૧૩ સંવત ૧૮૬૦નાં રોજ થયું. અંત સમય સુધી ધર્મ જાગરણ સંપૂર્ણ હતું. અંતિમ સંદેશા રૂપ એમણે ગણ સમુદાયના હિતને માટે જે ઉપદેશ આપ્યો છે તે સુવર્ણાક્ષરે લખી રાખવા યોગ્ય છે.

આ રીતે સ્વામીજીનાં ત્રણ કલ્યાણક થયાં. એમનું જન્મ કલ્યાણક સં. ૧૭૮૩ના અષાડ સુદિ ૧૩ અને દિક્ષા કલ્યાણક સં. ૧૮૧૭ના અષાડ સુદિ ૧૫ તથા નિર્વાણ કલ્યાણક સં. ૧૮૫૯ના ભાદરવા સુદિ ૧૩.

શ્રમણ ભગવાન મહાવીર પ્રભુએ પ્રકાશેલા નિર્ગ્રંથ સંપ્રદાયમાં વીર નિર્વાણ પછી ૨૯૧ વરસે સ્વામી સુહસ્તિસૂરિના સમયમાં શિથિલાચારે પ્રવેશ કર્યો. એના વધતા પરિણામે 'ચૈત્યવાસ' દાખલ થયો પછી આચાર્યોએ પોતાને યોગ્ય લાગ્યું તેવા ગચ્છો કાઢયા. જુદી જુદી સમાચારીસ્થાપી. બૌદ્ધધર્મ, બ્રાહ્મણધર્મ, ગોશાલકધર્મ

વગેરેની ભારે અસર થઈ. આથી જૈનધર્મ વિકારવાળું મિશ્રસ્વરૂપ ધારણ કર્યું. આવો મિશ્ર જૈનધર્મ કેટલાક સૈકાઓ સુધી ચાલ્યો. એ પછી આટલે વરસે સ્વામી ભીખમજીએ પહેલી વાર પવિત્ર સૂત્રોનું સંશોધન કર્યું અને શુદ્ધ જૈન ધર્મના પવિત્ર સિદ્ધાંતોનો જેમ છે તેમજ પ્રચાર કર્યો. આવી જાતનો શુદ્ધ, સત્ય સિદ્ધાંત શોધીને પ્રકાશમાં લાવવા માટે જ ભગવાન ભીખમજી સ્વામીને શ્રુતકેવલી–સમા ભગવાન ભીખમજી સ્વામી તરીકે સંબોધવામાં આવે છે. આ સિદ્ધાંત એ તો ભગવાન મહાવીર સ્વામીનો સિદ્ધાંત છે, જે પવિત્ર સિદ્ધાંતને નહિ સમજી શકવાથી જેમ પ્રાચીન કાળમાં અન્ય ધર્મના લોકો જૈન ધર્મનો દ્વેષ કરતા હતા તેમજ આજે આ શુદ્ધ સિદ્ધાંતને નહિ સમજી શકવાથી મિશ્ર જૈન ધર્મને શુદ્ધ જૈન ધર્મ માની લઈને તેની પછવાડે પ્રયત્નશીલ બની રહેલા ભાઈઓ અને બહેનો સ્વામી ભીખમજીએ પ્રકાશેલા શુદ્ધ જૈન ધર્મનો દ્વેશ કરે છે. એ તો જેનો ક્ષમોપશમ રૂડો હશે તેજ શુદ્ધ જૈન ધર્મના પવિત્ર સિદ્ધાંતને સમજી શકશે, સ્વામી ભીખમજીનો સિદ્ધાંત છે કે આવો, જુઓ, તપાસો, રૂબરૂ મળો, પુછો ખાત્રી કરો અને બુદ્ધિમાં બેસે તો જ અંગીકાર કરો. આમાં અંધશ્રદ્ધાને લેશ પણ સ્થાન નથી. સ્વામી ભિખમજીનુ મૂળ નામ સ્વામી ભિખણજી હતું.

## પૂજ્યજી શ્રી ભારમલજીસ્વામી.

સ્વામી ભીખમજીની પાટે સ્વામી ભારલમજી આવ્યા.

આ આચાર્ય શુદ્ધ જૈન ધર્મના એટલે જૈન શ્વેતાંબર તેરાપંથના બીજા આચાર્ય હતા. એમનો જન્મ મેવાડના મૂહો ગામમાં સં. ૧૮૦૩માં થયો હતો. એમની દીક્ષા મારવાડના કેલવા ગામમાં થઇ હતી. સ્વામી ભીખમજીએ પોતાના જીવનકાળમાંજ એમને યુવરાજ પદવી અર્પણ કરી હતી. એમના પિતાનું નાશ કૃષ્ણાજી લોઢા અને માતાનું નામ ધારિણી હતું. એમના શાસનકાળમાં ૩૮ સાધુ અને ૪૪ સાધ્વી પ્રવ્રજિત થયાં. સ્વામી ભીખમજીએ અંત સમયે એમની ખુબ પ્રશંસા કરી હતી. એમની દીક્ષા દશ વર્ષની ઉમરેજ થઈ હતી. એ બાલ બ્રહ્મચારી હતા. પંચોતેર વર્ષની ઉમરે મેવાડના રાજનગરમાં માઘ વદિ આઠમના રોજ સં. ૧૮૭૮માં એમનો સ્વર્ગવાસ થયો.

## પૂજ્યજી શ્રી રાયચંદજીસ્વામી.

આ ત્રીજા આચાર્યનો જન્મ રાવલિયા ગામમાં સં. ૧૮૪૭માં થયો હતો. રાજનગરમાં એમને પાટગાદી મળી હતી. એમના પિતાનું નામ ચતુરજી બમ્બ હતું. માતાનું નામ કુસલાંજી હતું. જાતે ઓસવાલ હતા. એમણે ભગવાન ભીખમજી સ્વામીના સમયમાં જ બાલ અવસ્થામાં દિક્ષા અંગીકાર કરી હતી. સ્વામી ભીખમજીનું નિર્વાણ થયું ત્યારે એમની ઉમર નાની હતી. એમના શાસન કાળમાં ૭૭ સાધુ અને ૧૬૮ સાધ્વીઓએ પ્રવ્રજા અંગીકાર કરી હતી. એમનો સ્વર્ગવાસ ૬૨ વરસની ઉમરે માઘ વદિ

ચૌદસ સં. ૧૯૦૮માં રાવલિયામાં થયો.

## પૂજ્યજી શ્રી જિતમલજી સ્વામી

આ સંપ્રદાયના ચોથા આચાર્ય શ્રી જીતમલજી સ્વામીનો જન્મ સં. ૧૯૬૦ આસો સુદિ ૧૪ ને રોજ મારવાડના રોહિત ગામમાં થયો હતો. એમના પિતાનું નામ આઇદાનજી ગોલેછા અને માતાનું નામ કલુજી હતું એમણે નવ વરસની ઉમરે ભાગવતી દિક્ષા અંગીકાર કરી હતી. એમની દિક્ષા માતા અને બે ભાઈઓની સાથે થઈ હતી. આ આચાર્ય મહાપંડિત અને પ્રતિભાશાળી કવિ હતા, અગ્યાર વર્ષની નાની ઉમરથી એમણે કવિતાઓ રચવી શરૂ કરી હતી. એમની કવિતાઓનો કુલ સંગ્રહ ત્રણ લાખ ગાથાઓ કે કડીઓ જેટલો વિશાળ છે. એમનું સૂત્ર સિદ્ધાંતનું જ્ઞાન અથાગ હતું. એવો કોઇ પણ આધ્યાત્મિક વિષય બાકી નથી રહી ગયો કે જેનાં ઉપર આ આચાર્ય મહારાજે કાંઇ પણ લખ્યું ન હોય. સ્વતંત્ર સાહિત્ય નવસર્જન કરવા ઉપરાંત એમણે જૈન સૂત્રોનો પદ્યાનુવાદ કરેલો છે. અનુ-વાદમાં ભાષાની સરલતા, અર્થની સ્પષ્ટતા, મૂલ ભાવોની રક્ષા અને હરેક બાબત રજુ કરવાની સરલતાથી આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મહાવીર પ્રભુના નિર્વાણથી આજ સુધીમાં 'ભગવતી સૂત્ર'નો કોઈ જૈન કવિએ પદ્યાનુવાદ કરેલો નથી. પણ આ આચાર્યે એનો અસરકારક ભાષામાં મનોરમ શૈલીથી પદ્યાનુવાદ ઢાલબંધ કરેલો છે. એજ રીતે

ઉત્તરાધ્યયન, દશવૈકાલિક વગેરેનો પણ પદ્યાનુવાદ કરેલો છે. એમણે કરેલાં નવસર્જન સાહિત્યમાં 'ભ્રમ વિધ્વંસનમ્', 'જીન આજ્ઞા ·મુખમંડનમ્', 'પ્રશ્નોત્તર તત્ત્વબોધ' વગેરે ગ્રંથો તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુઓ માટે ભોમિયા સમાન છે. જીવનચરિત્ર લખવામાં પણ એમની કુશલતા પારાવાર હતી. 'ભિક્ષુયશ રસાયન', 'હેમ નવરાસો' આ જીવનચરિત્રો ઉત્તમ પ્રતિના અને રસપૂર્ણ છે. આ આચાર્યના સમયમાં ધર્મવૃદ્ધિ ઘણી થઈ. ઘણા જીવોને ધર્મનો લાભ થયો. એમના શાસન કાળમાં ૧૦૫ સાધુ અને ૨૨૪ સાધ્વીઓ દિક્ષિત થઈ. એમનો સ્વર્ગવાસ એકોતેર વર્ષની ઉમરે સં. ૧૯૩૮ના ભાદરવા વદિ ૧૨ના રોજ જયપુરમાં થયો.

## પૂજ્યજી શ્રી મઘરાજજી સ્વામી.

આ પાંચમા આચાર્યનો જન્મ બિકાનેર સ્ટેટના બિદાસર ગામમાં ચત્ર સુદિ ૧૧ સં. ૧૮૯૭ના રોજ થયો હતો. એમણે બાલપણમાં જ લાડનુમાં દિક્ષા અંગિકાર હતી. એમના પિતાનું નામ પૂરણમલજી બેગવાણી અને માતાનું નામ વંનાજી હતું. એમનો સ્વર્ગવાસ ૫૩ વર્ષની ઉંમરે સં. ૧૯૪૯ના ચૈત્ર વદિ ૫નાં રોજ સરદાર શહેરમાં થયો હતો. એમના શાસન કાળમાં ૩૬ સાધુ અને અને ૮૩ સાધ્વીએ દિક્ષા અંગીકાર કરી.

## પૂજ્યજી શ્રી માણેકલાલજી સ્વામી.

છઠ્ઠા આચાર્યનો જન્મ જયપુરમાં સં. ૧૯૧૨ ભાદરવા વદિ ૪ ને રોજ થયો હતો. એમની દિક્ષા લાડનુમાં

નાની ઉમરે થઈ હતી. એમના પિતાનું નામ હુકમચંદજી ખારડ અને માતાનું નામ છોટાજી હતું. એ જાતે ખારડ શ્રીમાલી વાણિઆ હતા. એમના શાસનકાળમાં ૧૬ સાધુ અને ૨૪ સાધ્વીઓએ દિક્ષા અંગોકાર કરી હતી. એમનો સ્વર્ગવાસ બેતાલીશ વર્ષની ઉમરે સં. ૧૯૫૪ના કાર્તિક વદિ ત્રીજના રોજ સુજાનગઢમાં થયો હતો.

## પૂજ્યજી શ્રી ડાલચંદજીસ્વામી.

આ સાતમા આચાર્ય શ્રી ડાલચંદજી સ્વામીનો જન્મ માલવાના ઉજ્જૈન શહેરમાં સં. ૧૯૦૯ના અષાડ સુદિ ચોથને રોજ થયો હતો. એમણે બાળપણમાંથી દિક્ષા અંગીકાર કરી હતી. એમના પિતાનું નામ કનીરામજી પીંપાડા અને માતાનું નામ જડાવાંજી હતું. એમનો સ્વર્ગવાસ ૫૭ વર્ષની ઉમરે લાડનુમાં સં. ૧૯૬૬ના ભાદરવા મહિનામાં થયો હતો. એમના શાસનકાળમાં ૩૬ સાધુ અને ૧૨૫ સાધ્વીઓએ દિક્ષા અંગીકાર કરી હતી.

## પૂજ્યજી કાલુરામજીસ્વામી.

આ સંપ્રદાયના આઠમા આચાર્ય શ્રી કાલુરામજી સ્વામીનો જન્મ સં. ૧૯૩૩ના ફાગણ સુદિ બીજના રોજ બિકાનેર સ્ટેટમાં આવેલા છાપર ગામમાં થયો હતો. એમના પિતાનું નામ મુલચંદજી કોઠારી અને માતાનુ નામ છોગાજી હતું. એમની દિક્ષા સં, ૧૯૪૪ના આસો સુદિ ત્રીજના રોજ માતાજી છોગાજીની સાથેજ બિદાસરમાં થઈ હતી.

દિક્ષા સંસ્કાર પાંચમા આચાર્ય શ્રી મઘરાજજી સ્વામીના હાથથી થયો હતો. સં. ૧૯૬૯ના ભાદરવા સુદિ ૧૫ ના રોજે એમને આચાર્ય પદ મળ્યું હતું. આ આચાર્ય ભગવાનના સમયમાં ધર્મનો પ્રચાર ઘણો જ વેગવાન બન્યો. એમના શાસન કાળમાં ૧૫૫ સાધુ ૨૫૫ સાધ્વીઓએ દિક્ષા અંગીકાર કરી હતી. શ્રાવક અને શ્રાવિકાઓની સંખ્યામાં પણ ઘણો વધારો થયો. એમનો સ્વર્ગવાસ ગંગાપુરમાં સં. ૧૯૯૩માં પ્રથમ ભાદરવા સુદિ છઠે સાઠ વરસની ઉમરે થયો હતો, આ આચાર્યના સમયમાં થલી, ઢુંઢાડ, મારવાડ, મેવાડ, માલવા, પંજાબ, હરિયાના, મુંબઈ, ગુજરાત, દક્ષિણ, વગેરે દૂર દૂર પ્રાંતોમાં ચોમાસાં થવા લાગ્યાં એમનું શાસ્ત્ર અધ્યયન બહુ ભારે હતું. સંસ્કૃતના તો એ મહાપંડિત હતા. સાધુ સાધ્વીઓમાં સંસ્કૃત ભણવાનો પ્રચાર વિશેષ એમણે કરાવ્યો. એમની મુખમુદ્રા, ઝલકતું તેજ અને વ્યક્તિત્વની અસાધારણતાની અસર ચમત્કારી રીતે થતી હતી. યુરોપીઅન વિદ્વાનોએ પણ એમની મુલાકાત લીધી હતી અને ભારે સંતોષ પામ્યા હતા.

એમના સમયમાં ઘણાં મહત્ત્વનાં પવિત્ર કાર્યો થયાં. આમાં સંસ્કૃત વ્યાકરણ 'ભિક્ષુ શબ્દાનુશાસન' અને 'કાલુ કૌમુદીનો પણ સમાવેશ થાય છે. પૂર્વે રચાયલાં અનેક વ્યાકરણોમાં જે ત્રુટીઓ હતી તે આ વ્યાકરણમાં દુર કરવામાં આવી છે. સંસ્કૃત ભાષામાં રસ લેનારા વર્ગ માટે આ બંને સંસ્કૃત વ્યાકરણ ગ્રંથો મોટા આશિર્વાદરૂપ છે. બીજાં સંસ્કૃત વ્યાકરણો શિખવામાં જે કઠિનતા

જણાતી હતી તે આમાં સરલતા કરવાથી સંસ્કૃતની વિદ્યાર્થી આલમને હદ ઉપરાંતની મગજમારીમાંથી બચી જવું પડે છે. આ રીતે સંસ્કૃત સાહિત્યનું આ મહા નવસર્જન આ આચાર્યના સમયમાં થયું. આજે આ સંપ્રદાયમાં સાધુ અને સાધ્વીઓનો મોટો વર્ગ આ વ્યાકરણોની પ્રેરણા મેળવીને સંસ્કૃતના પારંગત બને છે.

**પૂજ્યજી શ્રી તુલસીરામજીસ્વામી.**

આ સંપ્રદાયની નવમી પાટે વર્તમાનકાલે વીતરાગ સમા જૈનાચાર્યજી શ્રી તુલસીરામજી સ્વામી બિરાજે છે. એમનો જન્મ સં. ૧૯૭૧ના કાર્તિક સુદિ બીજનાં રોજ લાડનું શહેરમાં ખટેડ વીશા ઓસવાલ જ્ઞાતિમાં થયો છે. એમના પિતાનું નામ ઝુમરમલજી હતું અને માતુશ્રીનું નામ બદનાજી છે. એમણે દિક્ષા સં. ૧૯૮૨ના પોષ વદિ પાંચમે લાડનુમાં અંગીકાર કરી હતી. આ આચાર્યજીના મોટાભાઈ શ્રી ચંપાલાલજીએ, બ્હેન શ્રી લાંદાજી અને માતુશ્રી બદનાંજીએ પણ આ સંપ્રદાયમાં ભાગવતી દિક્ષા અંગીકાર કરેલ છે. બીજાં પણ અનેક ભાગ્યશાળી ભાઇઓ અને બહેનોએ ભાગવતી દિક્ષા અંગીકાર કરી છે. એમને આચાર્ય પદવી સં. ૧૯૯૩ના ભાદરવા સુદી નોમે ગંગાપુર ગામમાં મળી. આ સંપ્રદાયમાં આજે એમની આજ્ઞામાં સાધુ સાધ્વી મળીને સાડા પાંચસે ઉપરાંત વિચરે છે. એમનું બ્રહ્મતેજ, એમની શાંતિ એમની ધિરજ એમની વીતરાગતા, એમની વિદ્વતા, એમની સમજાવવાની શક્તિ, એમની વ્યાખ્યાનકળા, એમની અપ્રમત્તતા વગેરે મહા

ગુણો સમગ્ર જીનશાસનમાં આજે તો અજોડ છે. આ પૂજ્ય પરમેશ્વરનાં પ્રથમ દર્શન મેં સં. ૧૯૯૬ના વૈશાખ મહિનામાં શ્રી ડુંગરગઢમાં કર્યાં હતાં. બીજી વાર દર્શન એજ સાલના ભાદરવા મહિનામાં લાડનુમાં કર્યાં હતાં અને ત્રીજી વાર દર્શન સં. ૧૯૯૭ના મહા મહિનામાં શ્રી સુજાનગઢ તથા લાડનુમાં કર્યાં હતાં. મેં પ્રથમ વાર ઘણાં પ્રશ્નો પૂછયા હતા અને એ સંપ્રદાયની રહેણી કરણીની તપાસ કરી હતી. ત્યારથી મને પાકી શ્રધ્ધા ઉપજી છે કે આ સંપ્રદાયના આ આચાર્યજી આ કાળે આ દેશે તો અજોડ અને અદ્વિતીય છે. આ સંપ્રદાયના સાધુઓ શુધ્ધ છે અને એમની પ્રરૂપણા પણ શુધ્ધ છે. આ સંપ્રદાયના મહાસતીયાંજી શ્રી ઝુમકુંજી મહારાજ વગેરે મહાસતીઓ ચંદનબાલા સમા પરમ પવિત્ર છે. બીજા સાધુઓ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ શ્રી મગનલાલજી સ્વામી વગેરેનાં પવિત્ર દર્શનની અસર પણ મારા આત્મા ઉપર બહુ ભારે થઈ છે. મેં આ સંપ્રદાયની દિક્ષા રિતિ, ભાદરવા સુદિ તેરશનો મહોત્સવ અને મહાસુદિ સાતેમનો મર્યાદા મહોત્સવ તથા પખ્ખીના ખમત ખામણાનાં પવિત્ર દર્શન કર્યાં છે. એ સઘળાંની મારા આત્મા ઉપર અસર થઈ છે. સૌથી વિશેષ અસર તો વીતરાગ સમા જૈનાચાર્ય પૂજ્યજી મહારાજ શ્રી તુલસીરામજી સ્વામીની પવિત્રતાની થઈ છે.

આ આચાર્યના સમયમાં ગુજરાત અને કાઠિઆવાડમાં શુદ્ધ જૈનધર્મનો પ્રચાર કરવા માટે વિદ્વાન સાધુઓને આજ્ઞા આપી. એથી મહાપુરૂષ શ્રી ચંપાલાલજી સ્વામી

આદિ થાણાચાર તથા સંસ્કૃતના પંડિત મુનિરાજ શ્રી ધનરાજજી સ્વામી, શ્રી નેમિચંદજી સ્વામી અને શ્રી ઝુમરમલજી સ્વામી કાઠિઆવાડમાં પધાર્યા. આ શરૂઆત મહાન પવિત્ર કાર્યરૂપ છે.

## કેટલીક સાલવારી

વીર નિર્વાણ પછી ૧૭૦ વર્ષે શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુ સ્વામીએ સ્વર્ગવાસ કર્યો. આ સમયમાં નંદરાજાના રાજ્યમાં બાર દુકાળી પડી. તેથી અસ્ત વ્યસ્ત થએલું શ્રુત એકત્રિત કરવા માટે મગધ દેશનાં પટણામાં સાધુ પરિષદ મળી. વીર નિર્વાણ પછી ૨૧૯ વરસે સ્થૂલીભદ્ર સ્વામીનો સ્વર્ગવાસ થયો. આર્ય સુહસ્તિ સ્વામી વીર નિર્વાણ પછી ૨૯૧ વર્ષે સ્વર્ગવાસ પામ્યા. એમના સમયમાં બાર દુકાળી પડી હતી વગેરે કારણે શ્રમણ સંઘમાં શિથિલાચારે પ્રવેશ કર્યો. જીન પ્રતિમાની પૂજા આ સમયે પ્રચાર પામી.

વીર નિર્વાણ પછી પાંચસેં વરસ વીતી ગયા પછી વળી બાર દુકાળી પડી. આ સમયે આર્ય સ્કંદિલ અને આર્ય વજ્રસ્વામી હતા. શ્રુત વિશેષ અસ્ત વ્યસ્ત થયું. અજ્ઞાનનો વધારો થવાની સાથે જીન પ્રતિમાની પૂજાએ વિશેષ જોર પકડયું. શ્રુત સંગ્રહ માટે મથુરામાં શ્રમણ સંઘ મળ્યો, તેને 'માથુરી વાચના' કહે છે. વીર નિર્વાણ પછી નવસેં વર્ષ વીતી ગયા બાદ ફરીથી બાર દુકાળી પડી. શ્રુત અસ્ત વ્યસ્ત થયું. વરસોથી ચાલતો

આવેલો 'ચૈત્યવાસ' જોરદાર બન્યો. શિથિલાચારે જોર પકડયું. દેવર્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપણા હેઠળ કાઠિયાવડ–સૌરાષ્ટ્રના ઢાંક–વલ્લભીપુર નગરમાં વીર નિર્વાણ પછી ૯૮૦ વરસે શ્રમણ સંઘ મળ્યો. આ સમયે જે શ્રુતનો સંગ્રહ થયો એને 'વલ્લભી વાચના' કહે છે. આ સમયે વિક્રમ સંવત ૫૧૦ ચાલતો હતો.

વિક્રમ સંવત ૧૦૮માં કાઠિઆવાડના જાવડશાહ અને ભાવડશાહ મહુવા નિવાસીના ધનવડે શ્રી વજ્રસ્વામીના સમયમાં 'શત્રુંજય મહાતીર્થ'નો ઉદય થયો. ત્યાં પ્રથમ વાર લાકડાનું દેવળ તૈયાર થયું અને બહારગામથી લાવેલાં આરસ પત્થરના ભગવાન ૠષભદેવજીનાં જીનપ્રતિમાજીની પ્રતિષ્ઠા થઈ. ત્યાર પછી શત્રુંજય મહાતીર્થનો મહિમા ઘણો વધતો ચાલ્યો.

વિક્રમ રાજાના સમયમાં સિદ્ધસેન દિવાકરે જીન શાસનમાં પ્રથમવાર સ્યાદ્વાદ સપ્તભંગી ન્યાયનું પદ્ધતિસર પ્રસ્થાપન કર્યું.

વિક્રમ સંવત ૬૦ વીર નિર્વાણ પછી ૫૩૦ વરસે શ્રી વિમલસ્વામીસૂરિજીએ 'પઉમચરિયમ્'–પદ્મચરિત્ર ઉર્ફે જૈન રામાયણ પ્રથમ વાર રચ્યું. ત્યારથી જૈનોમાં 'જૈન રામાયણ'નો ઉદય થયો. વિક્રમ સં. ૨૩૯માં જૈન શ્વેતાંબરો અને જૈન દિગંબરો સદંતર જુદા પડી ગયા.

વિક્રમ સં. ૬૬૪માં થાણેશ્વરમાં રાજા હર્ષ થયો. એ સમયમાં જૈન પંડિત માનતુંગાચાર્યજીએ 'ભક્તામર

સ્તોત્ર' રચ્યું. એજ અરસામાં પ્રથમ પ્રાકૃત વ્યાકરણકાર જૈન પંડિત ચંડ થયો.

વીર નિર્વાણ પછી ૧૧૪૫ વિ. સં. ૬૪૫માં જિનભદ્ર ક્ષમાશ્રમણ સ્વામી થયા. એમણે 'જિત કલ્પસૂત્ર' રચ્યું. એમની અગાઉ પૂર્વનું જ્ઞાનવિચ્છેદ ગયું હતું.

વિક્રમના આઠમા સૈકામાં કે તે પછી 'જિનદાસ મહત્તર' થયા એમણે નંદીસૂત્ર, નિશિથસૂત્ર ઉપર ચૂર્ણિઓ રચી. આ સમયે પૂર્વનું જ્ઞાન હતું જ નહિ.

ચૌદસોને ચુમાલીશ ગ્રંથોના રચયિતા શ્રી હરિભદ્ર સ્વામી સૂરિજી વિક્રમ સંવત ૫૮૫ અને ૮૫૭ વચ્ચે કોઈ સમયે થઈ ગયા.

વિક્રમ સંવત ૮૦૨માં ગુજરાતનું પાટનગર વલ્લભીપુર વનરાજ ચાવડે વસાવ્યું.

વિક્રમ સં, ૮૦૯માં બપ્પભટ્ટી સ્વામી થયા. એમણે કનોજના આમરાજાને જૈનધર્મી બનાવ્યો હતો.

વિ. સં. ૯૧૬માં રા'નવઘણના પુત્ર રાખેંગારે જુનાગઢનું રાજ્ય પ્રાપ્ત કર્યું. એ સમયમાં બૌદ્ધોના હાથમાંથી ગિરનાર તીર્થ જૈનોના હાથમાં આવ્યું. ત્યારથી જૈનોમાં 'ગિરનાર મહાતીર્થ'નો ઉદય થયો. વિ. સં. ૯૩૩માં શીલાચાર્ય–શીલાંકાચાર્યે આચારંગ ચૂત્ર અને સૂયગડાંગ સૂત્ર ઉપર સંસ્કૃતમાં વૃતિઓ–ટીકાઓ રચી. વિ. સં. ૯૬૨માં સિદ્ધર્ષિ સ્વામી થયા. એમણે 'ઉપમિતિભવ પ્રપંચ કથા'

મહારૂપક ગ્રંથ રચ્યો.

વિ. સં. ૧૦૦૮માં ગુજરાતના જૈન મહામંત્રીશ્વર વિમલશાહ થયા. એમણે આબુ પહાડ ઉપર વિશ્વવિખ્યાત આરસમય જીનપ્રાસાદ બનાવ્યો અને ચૌદસે ચુમાલીશ મણ સોનાની ચૌદ જીન પ્રતિમાજીઓ દેલવાડામાં આબુ ઉપર પધરાવી.

સિદ્ધરાજ–જયસિંહ રાજાના રાજ્યમાં મલ્લધારી અભયદેવસૂરિજી હર્ષપુરીય ગચ્છમાં થયા. તેઓ મલીન વસ્ત્રો પહેરતા હતા તેથી મલ્લધારી કહેવાયા. વિ. સં. ૧૧૪૨માં અંતરીક્ષ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા થઈ. આ સમયમાં જ ખરતરગચ્છમાં જેમનું બહુમાન છે એવા શ્રી જિનવલ્લભસ્વામીસૂરિ થયા. એમણે 'ચૈત્યવાસી'ઓ સામે સંઘપટ્ટક ગ્રંથ રચ્યો. એમના શિષ્ય જીનદત્તસૂરિ થયા. તેઓ 'દાદા'ના નામથી ઓળખાય છે.

સં. ૧૧૬૯માં વિધિપક્ષ–આંચલિક ગચ્છની સ્થાપના આર્યરક્ષિતસૂરિએ કરી.

સં. ૧૧૮૧માં અણુહિલપુર પાટણમાં સિધ્ધરાજની રાજસભામાં જૈન શ્વેતાંબરો અને જૈન દિગંબરો વચ્ચે શાસ્ત્રાર્થ થયો. તેમાં શ્વેતાંબર જૈનો જીત્યા. ત્યારથી ગુજરાત, માળવા, વગેરે સ્થળેથી દિગંબર જૈનો દક્ષિણમાં ચાલ્યા ગયા.

સં. ૧૧૯૯માં જૈન પરમાર્હત મહારાજા કુમારપાળને અણુહિલપુર પાટણની રાજગાદી સિદ્ધરાજ પછી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યજી મહારાજની લાગવગથી મળી.

ત્યારથી ગુજરાત, કાઠિઆવાડ; માળવા વગેરે દેશોમાં જૈન શ્વેતાંબરોનો 'મહાઉદય' થયો. 'શત્રુંજય મહાગિરિ' ઉપર કુમારપાળ મહારાજાની ટુંક બતાવવામાં આવે છે. પણ ત્યાં કોઈ પુરાવો મળી આવતો નથી.

સં. ૧૨૧૧માં કલિકાલ સવજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી મહારાજના હાથે 'શત્રુંજય મહાગિરિ' ઉપર મહામાત્ય બાહડે કુમારપાલના રાજ્ય અમલમાં લાકડાને બદલે પત્થરનું મંદિર બંધાવ્યું. અને આદીશ્વરનાં જીનપ્રતિમાજીની પ્રતિષ્ડા કરાવી. આ ઈતિહાસની દૃષ્ટિએ 'શત્રુંજય મહાતીર્થ'નો બીજો ઉદ્ધાર છે.

સં. ૧૧૬૨થીસં. ૧૨૨૯ સુધી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીનો સમય ગણાય છે, તેઓ કાઠિઆવાડમાં આવેલા ધંધુકા ગામના વતની હતા. કલિકાલ સર્વજ્ઞ હેમ-ચંદ્રાચાર્યજી મહારાજે સાડાત્રણ કરોડ શ્લોકો રચ્યા હતા. એમાં સિદ્ધરાજના રાજ્ય અમલમાં 'રચેલુ' સિદ્ધ 'હેમ' વ્યાકરણ ઘણું જ પ્રસિદ્ધ છે. ઉપરાંત એમણે 'અભિધાન ચિંતામણિ નામમાલા', 'હેમ અને કાર્થ સંગ્રહ', 'દેશી નામમાલા', 'નિઘંટુશેષ', નામના ચાર કોષ રચ્યા છે. ચાર 'અનુશાસન' રચેલા છે. 'શબ્દાનુશાસન', 'લિગાનુશાસન', 'કાવ્યાનુશાસન' અને 'છંદાનુશાસન' રચેલા છે. ન્યાયશાસ્ત્રમાં 'પ્રમાણ મીમાંસા' નામનો મહત્ત્વનો ગ્રંથ રચ્યો છે. ઉપરાંત ન્યાયગર્ભિત 'અન્યયોગવ્યવચ્છેદ', અને 'અયોગવ્યવચ્છેદ' નામક બે બત્રીશીઓ રચી છે. ઉપરાંત 'યોગશાસ્ત્ર', 'ત્રિષ-ષ્ઠિશલાકા પુરૂષ ચરિત્ર', 'અર્હન્નિતિ', 'દ્વયાશ્રય' વગેરે

રચેલ છે. આ અરસામાં શ્રી અભયદેવસૂરિએ 'નવાંગી' ટીકાઓ રચી. વાયડા ગચ્છના પ્રખ્યાત જિનદત્તસૂરિ સં. ૧૨૬૫માં થયા. એમણે અનેકને જૈનધર્મી બનાવ્યા.

સં. ૧૨૭૫થી ૧૩૦૩ સુધી જૈન મહામંત્રીશ્વરો વસ્તુપાલ અને તેજપાલ થયા. એમણે આબુ ઉપર આરસમય જીનભુવન બનાવ્યું. ત્યારથી પ્રાગ્વાટ લઘુશાખા થઇ. અને પોરવાડ જ્ઞાતિમાં 'દશા' અને 'વીશા' એવા ભેદ પડયા. વસ્તુપાલ મહાકવિ હતો. એણે 'નરનારાયણાનંદ' રચેલ છે.

સં. ૧૨૮૫માં શ્રી જગચ્ચંદસૂરિએ ઉગ્ર તપ કર્યું; એથી મેવાડના રાજાએ 'તપા' બિરૂદ આપ્યું. ત્યારથી 'તપાગચ્છ'–કે 'તપગચ્છ' શરૂ થયો. તપગચ્છ શરૂ થયા પછી થોડાં વરસોમાંજ જગચ્ચંદ્રસૂરિના શિષ્યો દેવેંદ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિ વચ્ચે મોટો મતભેદ ઉભો થયો. એમાં સાધ્વીનો લાવેલો આહાર સાધુને કલ્પ કે ન કલ્પે એ પણ મતભેદ હતો. ત્યારથી બે વિભાગ પડયા. દેવેંદ્રસૂરિની 'લઘુપોષાળ' અને વિજયચંદ્રની 'બડી પોષાળ' કહેવાઇ. સં. ૧૩૧૨થી ૧૩૧૫ સુધીમાં મોટો દુષ્કાળ પડયો ત્યારે કચ્છ ભદ્રેશ્વરના શ્રીમાળી જૈન વણિક પ્રખ્યાત જગડુશાહે હિંદના મોટા ભાગને અનાજ પૂરૂં પાડીને લોકોને બચાવી લીધાં. આ અરસામાં જ માંડવગઢમાં પ્રખ્યાત પેથડ-કુમાર થયા.

સં. ૧૩૬૯માં મુસલમાનોએ 'આબુ પહાડ' ઉપર આવેલાં દહેરાં અને જીનપ્રતિમાજીનો ભંગ કર્યો, અને મોટી લુંટ કરી. તેમજ 'શંત્રુજય મહાતીર્થ' ઉપર આદીશ્વર

ભગવાનની જીનપ્રતિમાજીનો ભંગ કર્યો. સં. ૧૩૭૮માં આબુ પહાડ ઉપરનાં જૈન મંદિરોનો ફરી ઉદ્ધાર શાહ લલ્લ અને વીજડે કરાવ્યો.

સં. ૧૩૬૧માં નાગેંદ્રગચ્છીય ચંદ્રપ્રભના શિષ્ય શ્રી મેરૂતુંગાચાર્યજીએ કાઠિઆવાડના વઢવાણ શહેરમાં 'પ્રબંધ ચિંતામણિ' નામનો ઐતિહાસિક ગ્રંથ રચ્યો.

પ્રખ્યાત સોમસુંદરસૂરિએ સાત વર્ષની ઉંમરે સં. ૧૪૩૭માં દિક્ષા લીધી. તેઓ પાલણપુરના રહીશ હતા.

સં. ૧૩૭૧માં શ્રી સમરાશાહે 'શત્રુંજય મહાતીર્થ'નો ઉદ્ધાર કરાવ્યો. આ ત્રીજો ઉદ્ધાર ઐતિહાસિક દૃષ્ટિએ છે. પછીથી બીજી વાર એનો ભંગ મુસલમાનોએ કર્યો.

બૃહદ્તપાગચ્છ બડી પોષાળની શ્રી વિજયચંદ્રસૂરિજીથી ચાલી આવતી સળંગ પરંપરામાંથી, સં. ૧૫૦૮માં જૈન શ્વેતાંબર સંપ્રદાયમાં જે ચાલી રહ્યું છે તે વ્યાજબી નથી એમ માનીને ધર્મસંશોધક શ્રી લોંકા મહેતા જુદા પડયા અને કાઠિઆવાડના ઝાલાવાડ–શીઆણી તરફથી સ્વતંત્ર ઉપદેશ શરૂ કર્યો. શ્રી લખમશી શાહની મદદથી સં. ૧૫૩૧માં 'લોંકાગચ્છ' સ્થાપ્યો. ત્યારથી જીનપ્રતિમાને નહિ માનવાળા લોંકાગચ્છની શરૂઆત થઈ. એ અરસામાં સુમતિસૂરિ થયા છે અને જ્ઞાનસૂરિ પણ થયા છે તેથી કોઈ સુમતિમુનિથી અને કોઈ જ્ઞાનજીમુનિથી જુદા પડયાની વાતો કહે છે. બડી પોષાળમાંથી લોંકા મહેતા પ્રથમ જુદા પડયા.

મહમદ બેગડાના સમયમાં મોટો દુકાળ પડતાં

શ્રીમાન્ શેઠ ખેમા હડાળીઆએ અનાજ આપીને ગુજરાતને બચાવ્યું. ત્યારથી કહેવત શરૂ થઈ છે કે 'એક વાણિઓ શાહ અને બીજો શાહ પાદશાહ.'

સં. ૧૫૮૭માં શેઠ કર્માશાહે શત્રુંજ્ય મહાતીર્થ'નો ઐતિહાસિક ચોથો ઉદ્ધાર કરાવ્યો. આદીશ્વર પ્રભુનાં નવાં જીન પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી. જે આજે મોજુદ છે.

લોંકાગચ્છ નીકળ્યા પછી થોડે વરસે પાર્શ્વચંદ્ર-સૂરિજીએ પાયચંદગચ્છ કાઢયો એ અરસામાં 'કડવા પંથ' કે 'કડવાગચ્છ' નીકળ્યો.

સં. ૧૬૦૦થી ૧૭૦૦ સુધીનો શ્રી હીરવિજયસ્વામી સૂરિજીનો સમય કહેવાય છે. એમનો જન્મ પાલણપુરમાં ઓસવાલ વંશમાં સં. ૧૫૮૩માં થયો હતો. શ્રી વિજયદાન સ્વામી પાસે સં. ૧૫૯૬નાં દિક્ષા લીધી હતી. સં. ૧૬૧૦માં આચાર્ય પદવી મળી. સં. ૧૬૨૧માં તપગચ્છ નાયક બન્યા. આઠ વરસનાને દિક્ષા આપી દેવાથી ખંભાત રાજ્યમાં ફરીઆદ થઈ. એથી ત્રેવીશ દિવસ સુધી શ્રી હીરવિજય-સૂરિજી છુપાઈ રહ્યા. જગમાલ રૂષિને ગચ્છ બહાર કરતાં રાજ્યમાં ફરિઆદ થઈ અને આ સૂરિજીને બોરસદ છોડવું પડયું. પાછળ ઘોડેસ્વાર આવ્યા પણ ધનવાનોએ એમને પાછા કાઢયા. આ સૂરિ ઉપર મંત્રતંત્રથી વરસાદ અટકા-વવાનો રાજ્ય આરોપ મૂકાયો હતો. સૂરિજી રાતોરાત ચાલી વડવાલી આવી ત્યાં એક ઘરના ભોંયરામાં ભરાયા. પાછળ ઘોડેસ્વારો દોડાવ્યા હતા પણ વાણીઆએ પત્તો મળવા દીધો નહિ. આ રીતે ત્રણ મહિના ગુપ્ત રહેવું

પડ્યું. આ આચાર્ય મહારાજ દિલ્હીના પ્રખ્યાત અકબર-બાદશાહના આમંત્રણથી દિલ્હી, આગ્રા, ફ-તેપુર પધાર્યા હતા અને બાદશાહને પ્રતિબોધ્યો હતો. સં. ૧૬૩૯ના જેઠ વદિ ૧૩ના રોજ ફ-તેપુર સિકરીમાં પ્રવેશ કર્યો હતો. અકબર પાદશાહે સં. ૧૬૪૦માં હીરવિજય સૂરિને 'જગદ્-ગુરૂ'નું બિરૂદ્ધ આપ્યું. 'શત્રુંજય મહાતીર્થ' પાદશાહે શ્રી હીરવિજય સૂરિને અર્પણ કર્યું હતું, લેખ પણ હીરવિજય સૂરિના નામનો મહોર સિક્કાવાલો કરી આપ્યો હતો. આ સૂરિના સમયમાંજ લોંકાગચ્છમાંથી ક્રિયોદ્ધાર કરીને લોંકા-ગચ્છના યતિ વર્ગમાંથી શ્રી જીવરાજજી સ્વામી, શ્રી ધર્મસિંહ સ્વામી શ્રી લવજી સ્વામી વગેરે જુદા પડયા. એમણે કડક સાધુપણું પાળ્યું. અને દયા દયાનો પોકાર ઉઠાવ્યો. એથી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાર્ય ઉપર મોટો ફટકો પડયો. કારણ કે પ્રમાણમાં દેરાવાસી સાધુઓ ઘણાજ ઢીલા શિથિલાચારી હતા. લગભગ પીળા કપડાવાળા સાધુઓ યતિ જેવા જ થઈ ગયા હતા.

સત્તરમાં સૈકામાં જૈન ઇતિહાસ પ્રસિદ્ધ મહાપુરૂષ શ્રી બનારસીદાસજી થયા. જેઓ મહાકવિ હતા. પ્રથમ ખરતરગચ્છના અનુયાયી હતા અને છેવટે દિગંબર જૈન સંપ્રદાયના અધ્યાત્મરસનું એમણે પેટપૂરણ પાન કર્યું હતું. આ સમયમાં ધર્મસાગર ઉપાધ્યાય થયા. એમણે જૈનોમાં ચાલતા ગચ્છોનું ખંડન કરીને ભારે ખળભળાટ મચાવ્યો હતો. લોંકાગચ્છની યતિપરંપરાથી જુદા પડીને આ સૈકામાંજ શ્રી ધર્મદાસજીસ્વામીએ સ્વતંત્ર સંપ્રદાય

સ્થાપી, એમના શિષ્યોએ બાવીશ સંઘાડા–ટોળા–સંપ્રદાય સ્થાપ્યા. એમણે પણ મૂર્તિપૂજક સંપ્રદાયને ભારે ફટકો માર્યો.

સં. ૧૭૪૩માં સંસ્કૃતના પ્રખર વિદ્વાન્ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે સ્વર્ગવાસ કર્યો. આ અરસામાં જ અધ્યાત્મવાદી શ્રી આનંદઘનજી મહારાજ થઈ ગયા.

જૈન શ્વેતાંબર તેરાપંથના પ્રસ્થાપક શ્રુતકેવલિસમા ભગવાન ભીખમજી સ્વામીનો જન્મ સં. ૧૭૮૩માં થયો હતો. એમણે એમના સમયમાં ચાલમાં જુદા જુદા જૈન સંપ્રદાયોના સાધુઓના આચાર તદ્દન ઢીલા અને એમની પ્રરૂપણા બૌદ્ધ, બ્રાહ્મણો, વગેરેના મિશ્રણવાળી મિશ્ર પ્રરૂપણા જોઈને એ સર્વ જૈન મિશ્ર મતપંથોને વોસરાવીને સં. ૧૮૧૭માં સ્વયમેવ ભાગવતી દિક્ષા અંગીકાર કરીને ભારે કડક સાધુ-આચાર પાળવો પળાવવો શરૂ કર્યો અને શુદ્ધ જૈનધર્મની શુદ્ધ પ્રરૂપણા શરૂ કરી. સં. ૧૮૬૦માં એમનું નિર્વાણ થયું.

'કવિગચ્છ' કે શ્રીમદ્ રાજચંદ્રજીનો સંપ્રદાય સં. ૧૯૫૭ પછી શરૂ થયો. એમનો જન્મ કાઠિઆવાડના વવાણીઆ બંદરમાં સં. ૧૯૨૪માં થયો હતો. એમનો સ્વર્ગવાસ સં. ૧૯૫૭માં રાજકોટમાં થયો. એમના ભકતોએ પોતાનું મંડળ સ્થાપ્યું. એમાંથી ગચ્છ કે ગચ્છ જેવું થઈ ગયું. અગાસ, ખંભાત, સિદ્ધપુર વગેરે સ્થળે એમનાં પવિત્ર ધામો છે. શ્રીમદ રાજચંદ્રજી એક જ્ઞાની પુરૂષ હતા. જૈન શ્વેતાંબર તેરાપંથના 'બીજજ્ઞાન'માંથી આ ગચ્છનો ઉદય થયો.

# લોંકાશાહની માન્યતા

ધર્મસંશોધક શ્રી લોંકાશાહના સંબંધમાં બહુ જ થોડું જાણવા મળે છે. આ બાબતમાં એમના સ્થાપેલા લોંકાગચ્છમાંથી નીકળેલી સ્વતંત્ર સંપ્રદાયો શ્રી ધર્મસિંહ સ્વામીની સંપ્રદાય શ્રી લવજીસ્વામીની સંપ્રદાય વગેરેનાં સાહિત્યમાંથી શ્રી લોંકાશાહની તે સમયની માન્યતાઓના સંબંધમાં કાંઈ પણ જાણવાનું મળતું નથી. એનું કારણ એ છે કે શ્રી લોંકાશાહની માન્યતાઓને લગતું એમનું પોતાનું રચેલું કોઈ પુસ્તક વિદ્યમાન નથી તેમજ એ સંબંધમાં શ્રી લોંકાશાહના મદદગાર શ્રી લખમશી શાહે પણ કોઈ ઉલ્લેખ કરેલો નથી. તેમ છતાં શ્રી લોંકાશાહના સંબંધમાં હમણાં હમણાં છેલ્લાં ત્રીશેક વરસમાં જે કાંઈ લખાયલું વાંચવામાં આવે છે તે કેવલ ભક્તિભાવ ભરી નરી શ્રદ્ધાની કલ્પનામાંથી લખાયલું છે. એટલુ જ નહિ પણ શ્રી ધર્મસિંહજી સ્વામી વગેરેએ પણ શ્રી લોંકાશાહના સંબંબંધમાં ખાસ ઉલ્લેખ કરેલો નથી. માત્ર એમની પટ્ટાવલિઓમાંથી નહિ જેવું મળી આવે છે. આવી પટ્ટાવલિઓમાં પરસ્પર મતભેદ છે. આના સંબંધમાં બહુ તપાસ કરતાં શ્રી લોંકાશાહના સમકાલિન બે ઉલ્લેખો મળી આવે છે. સિદ્ધાંત ચોપાઈ' અને 'સિદ્ધાંત સારોદ્ધાર' છે. આમાં 'સિદ્ધાંત ચોપઈ' તો સં. ૧૫૪૩માં તપગચ્છના જૈન કવિમુનિ શ્રી લાવણ્યસમયે રચેલ છે. અને 'સિદ્ધાંત સારોદ્ધાર સમ્યત્વોલ્લાસ'ને ખરતર ગચ્છના કમલસંયમ

ઉપાધ્યાયે રચેલ છે. આ બે મળી આવતા તે સમયના લેખો ઉપરથી શ્રી લોંકાશાહની જીનસિદ્ધાંત સંબંધેની માન્યતાના સંબંધમાં કેટલુંક જાણી શકાય છે. કારણ કે આ બંને ગ્રંથકારોએ લોંકાશાહના મંતવ્યોનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.

શ્રી લાવણ્યસમયમુનિ કહે છે કે—

"સઇ ઉગણુવીશ વરિસ થયાં,
પણુયાલીસ પ્રસિદ્ધ,
ત્યાર પછી લંકુ હુઉં;
અસમંજસ તિણિ કીધ."

શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામી નિર્વાણ પધાર્યા પછી ૧૯૪૫ વરસે લોંકા મહેતા થયા.

"લુંકાં નામઈ મુહુતલુ,
હુંતઇ એ કિંઈ ગામિ;"

કોઇક ગામના લુંકા નામે મહેતા હતા.

"લુંકઇ વાત પ્રકાસી ઈસી,
તેહનું સીસ હુઉ લખમસી;
તીણુંઇ બોલ ઉથાપ્યા ઘણા,
તે સઘળા જિનશાસન તણા."

(૧) "મહિયલિવડું ન માનેદાન"
(૨) "પોસહ પડિકમણું પચ્ચખાણ નવિમાને."
(૩) "જિન પુજા કરવા મતિ ટલી,
અષ્ટાપદ તીરથ બહુ વલી."
(૪) "નવિ માને પ્રતિમા પ્રાસાદ."

એ સમયના ખરતરગચ્છના મુનિ શ્રી કમલસંયમ કહે છે કે—

"ટાલઇ જીન પ્રતિમા નઇ માન,
દયા દયા કરી ટાલઈ દાન;
ટાલઈ વિનય વિવેક વિચાર,
ટાલઈ સામાયિક ઉચ્ચાર.
પડિકમણાનઉં ટાલઈ નામ,
ભામઈ પડિયા ઘણા તિણિ ગામ."
"સંવત પનરનું ત્રીસઇ કાલિ,
પ્રગટયા વેષધાર સમકાલિ;
દયા દયા પોકારઇ ધર્મ,
એહવઇ હુઉ પીરોજજિખાન,
તેહનઈ પાતસાહ દિઈ માન,
પાડઇ દેહરા નઇ પોસાલ;
જીનમત પીડઇ દુઃખમા કાલ,
લુકાનઈ તે મિલિઉ સંયોગ,
ડગમગી પડિઉ સગલઉ લોક."

એજ શ્રી કમલ સંયમ મુનિ ગદ્યમાં લખે છે કે "સંવત ૧૫૦૮ વરસે અહમદાવાદ નગરે લુંકુલેહુ ભંડાર લિખતુંતેહનઈ લેખમસી શિષ્ય મિલઉં. હવઈ જિન પ્રતિમા ઉથાપવાનઈ કાજિ તેણે લુંકે એહવઉં બોલ લીધીઉં. જે મૂલ સૂત્ર વ્યતિરેક બીજા શાસ્ત્ર ન માનઉં. તે કહઈ મૂલસૂત્ર માંહિ પ્રતિમા પૂજા નથી કહિયા. તે લુંકઉ લેહઉ સંવત ૧૫૦૮ હુઉં. અનઇ જિન પ્રતિમાં લખમ-

સીઈ સંવત ૧૫૩૦ ઉથાપી."

આ બંને જૈન કવિઓના લખાણો લોંકાશાહનો સમય અને સિદ્ધાંત નક્કી કરવામાં મોટા પ્રમાણભૂત છે શ્રી લાવણ્ય સમય મુનિ તે તે સમયના પહેલા વર્ગના કવિ. એમની ભાષા સરલા અને લાગણીપ્રધાન છે. આ બંને કવિઓની કવિતાઓમાંથી બીજી વાતોનો પરિત્યાગ કરીને માત્ર માન્યતા સંબંધે વિચાર કરીએ તો "મહિયલિવડું ન માને દાન" આ દુનિયામાં દાનને મોટી વસ્તુ માનવામાં આવે છે. છતાં આવા દાનનો લોંકાશાહે નિષેધ કર્યો હતો એટલે કે અવ્રતિ અપચ્ચખાણીને દાન આપવાથી કે અસંયતિ જીવોને પોષવાથી કે એમને દાન આપવાથી પુણ્ય થતું નથી પણ એકાંત પાપ લાગે છે એમ ભગવતી સૂત્રના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામાં લખ્યું છે તે ઉપરથી લોંકાશાહે દાનનો નિષેધ કરેલો. જણાય છે એટલું તો નક્કી છે કે દુનિયાના લોકો જેને દાન માને છે તેવા દાનનો લોંકાશાહે નિષેધ કરેલો ઉપરાંત તે સમયે જે રીતે પોસહ, પડિકમણાં અને પચ્ચખાણ થતાં હતાં તે વિધિને પણ લોંકાશાહે માન્ય રાખી નહતી કે એવી વિધિઓ દરશાવનારૂં આવશ્યક સૂત્ર માન્ય રાખ્યું નહતું.

વળી લોંકાશાહે જીનપ્રતિમાની પૂજા કરવાનો નિષેધ કર્યો હતો. તેમજ અષ્ટાપદ વગેરે તીર્થોનો પણ એમણે નિષેધ કર્યો. તેમજ પ્રતિમાજી અને દેરાસરોને માનવાનું પણ એમણે માંડી વાળ્યું હતું. શ્રી લાવણ્યસમય મુનિની

આ માન્યતાને ખરતરગચ્છના મુનિશ્રી કમલસંયમ પણ ટેકો આપે છે કે લોંકાશાહે જીનપ્રતિમાનું માન ટાળી દીધું છે. દયા દયા કરીને દાન ટાળી દીધું છે. એટલે કે જે દાનમાં હિંસાને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે લેશ પણ સ્થાન હોય તેવાં સાવદ્યદાનનો લોંકાશાહે નિષેધ કરેલો હતો, જે વિધિથી પડિકમણું થતું હતું તે પડિકમણું પણ ટાળી દીધું અને ઘણા ગામો લોંકાશાહને પડખે ચડી ગયાં અને એ સઘળાએ જે દાનમાં હિંસા થતી હોય તેવાં સાવદ્ય દાન આપવાનું અને પ્રતિમા પૂજનનું જીવહિંસાને કારણે માંડી વાળ્યું. શ્રી કમલસંયમ કહે છે કે “દયા દયા કરી ટાલઈ દાન” દાન આપવામાં પણ દયાને પ્રથમ જોવાનો સિદ્ધાંત જીન પ્રભુએ ભાખેલો છે એવું શ્રી લોંકાશાહનું મંતવ્ય સાબિત થાય છે. કેટલાક લોકો પારેવાને ચણ નાંખવામાં પૂણ્ય સમજે છે ત્યારે લોંકાશાહને જણાયું કે જુવાર બાજરો, ચણા વગેરેની ચણ નંખાય છે અને એવાં અનાજોમાં જીવ છે માટે એવી ચણ નાંખવામાં હિંસા થાય છે તેથી તેમાં દયાને સ્થાન નથી. કેટલાક ભાઇઓ પાણીની પરબો બંધાવે છે અને તેથી પૂણ્ય થાય છે એમ કહે છે પણ કાચાં પાણીમાં અસંખ્યાતા જીવોની હિસા થાય છે વગેરે વસ્તુનો વિચાર કરીને દયા દયાનો પોકાર ઉઠાવીને શ્રી લોંકાશાહે આવાં સાવદ્યદાનનો નિષેધ કર્યો. એજ રીતે દેવલ ચણાવવા માટે જમીન ખોદાવવી પડે, જમીનમાંથી પત્થર કઢાવવા પડે, ચુનાની ભઠ્ઠી કરાવવી વડે વગેરેમાં હિંસા થાય, તેમજ પ્રતિમાજીની

પૂજા કરવામાં ફુલ, ફલ, ધૂપ, દીપ, કાચાં પાણી વગેરેની વંપરાશ „ટથી થતી હોવાથી તે સઘળી કરણીમાં હિંસા થાય છે માટે દયા દયાનો પોકાર ઉઠાવીને દેરાસરજી અને પવિત્ર જીન પ્રતિમાજીને ઉત્થાપી નાંખ્યાં.

આ સઘળું જોતાં સ્પષ્ટ સમજાય છે કે ધર્મ સંશોધક શ્રી લોંકા મહેતાએ હાલમાં દેરાવાસી તથા સ્થાનકવાસી જૈન ભાઈઓ અને સાધુઓ જેને દાન કહે છે અને જેથી પુણ્ય થાય એમ ઉપદેશે છે તેવા સાવદ્ય હિસાવાળા કે પાપવાળાં દાનમાં શ્રી લોંકાશાહ–લોકા મહેતા માનતા ન હતા પણ એમણે તો તેવા સાવદ્ય દાનની સામે પોકાર ઉઠાવ્યો હતો. એજ રીતે જીન પ્રતિમા અને જીન પ્રાસાદ સામે પણ પોકાર ઉઠાવ્યો હતો. એથી શ્રી લોંકા મહેતાનો સિદ્ધાંત તો જૈન શ્વેતાંબર તેરાપંથના જેવો જ હતો એમ સ્પષ્ટ થાય છે.

શ્રી કમલસંયમ કહે છે કે "સંવત પનરનું ત્રીસઈ કાલિ, પ્રગટયા વેષધાર સમકાલિ" શ્રી લોંકામહેતા અને શ્રી લખમશી શાહ સંવત પનરસેં ત્રીશમાં પ્રગટ થયા કે એ સાલમાં "લોંકાગચ્છ"થી સ્થાપના કરી. આ અરસામાં ગુજરાત અને કાઠિઆવાડમાં મુસલમાની રાજ્ય પ્રસરી રહ્યું હતું. ઈસ્લામના આદર્શ મુજબ જૈનો વગેરેના દેવલો અને બીજાં ધર્મ સ્થાનો તોડવાનું ચાલી રહ્યું હતું. મુસલમાન બાદશાહના સુબા પીરોજખાન ગુજરાતમાં દેહરાં, પૌષધશાલા વગેરે તોડાવી રહ્યા હતા તેથી એને બાદશાહ તરફથી બહુ માન મળતું હતું. આ રીતે જીનપ્રતિમા,

જીનપ્રાસાદ, પૌષધશાલા વગેરેનો વિનાશ થઈ રહ્યો હતો અને તેવા વિકટ સમયમાં કોઇ દેવી દેવતાએ મુસલમાનોને કાંઇપણ ચમત્કાર બતાવ્યો નહિ, તેથી લોકોના મનમાં દેહરાં અને પ્રતિમા ઉપર શંકા ઉપજી હતી, તેવામાં લોંકા મહેતા પ્રગટ થયા. તેથી એમનું કામ આવા સંયોગોમાં બહુ જ સરલ થઇ ગયું. વળી સુબા પીરોજખાન તરફથી પણ શ્રી લોંકા મહેતાને હુંફ મળી. એક વાત એવી પણ છે કે કાઠિઆવાડ–ઝાલાવાડમાં શ્રી લોંકા મહેતાને મળતા કારભારી પણ મળી આવ્યા હતા. આવાં કારણોથી લોંકા મહેતાને એમના કામમાં ભારે ઉ-તેજન મળ્યું હતું. આવા ઉત્સાહમાં ઓર ઉમેરો તો શ્રી લખમસી શાહે તન, મન, અને ધનથી મદદ આપીને કર્યો હતો. એવું પણ કહેવાય છે. મુસલમાની રાજ્યમાં લોકોનું સામાન્ય વલણ એવું થઇ ગયું હતું કે હવે દેરાસર અને પ્રતિમાજીની જરૂર નથી.

આવા પ્રકારની હકીકત મળી આવે છે અને તે ઐતિહાસિક છે.



# જૈન શ્વેતાંબર સંપ્રદાયનું રહસ્ય



શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ બે માર્ગની પ્રરૂપણા કરી છે એક તો મોક્ષ માર્ગ અને બીજો સંસાર પરિભ્રમણનો માર્ગ આ માર્ગોને ત્યાગ માર્ગ અને ભોગ માર્ગના નામથી ઓળખવામાં આવે છે ત્યાગ માર્ગથી કર્મ કપાય છે અને આત્મા ઉજળો થાય છે કે હળવો થાય છે અને ભોગ માર્ગથી કર્મ બંધાય છે, અને આત્મા વધારે મેલો થાય છે કે ભારે થાય છે. શ્રાવકનાં બાર વ્રત અને સાધુઓનાં પાંચ મહાવ્રત પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ ત્યાગ માર્ગમાં ગણાય છે અને ખાવું,

પીવું, ખવરાવવું, પીવરાવવું વગેરે ભોગ માર્ગમાં ગણાય છે, ઉપવાસ કરવો એ તો ત્યાગ માર્ગ કે મોક્ષ માર્ગ છે પણ પારણું કરવું પારણું કરાવવું કે પારણું કરતાને અનુમોદવું એ ભોગ માર્ગ છે જેટલું વ્રત પચ્ચખાણમાં છે તેટલું તો ધર્મમાં છે, મોક્ષ માર્ગમાં છે પણ જેટલું આગારમાં છે, અવ્રતમાં કે અપચ્ચખાણમાં છે તેટલું અધર્મમાં છે, સંસાર માર્ગમાં છે. ધર્મમાં છે એટલે નિર્જરામાં છે, પૂણ્યમાં છે અધર્મમાં છે એટલે બંધમા છે, પાપમાં છે. એકટાણું કરવામાં જે નહિ ખાવાના પચ્ચખાણ છે તો તે ધર્મમાં છે, પૂણ્યમાં પણ જે એકટાણું ખાવાની છુટ રાખી છે તે એક વખત ખાવુંપીવું તે તો ભોગ માર્ગમાં છે, અધર્મમાં છે, પાપમાં છે.

ત્રણ કારણ ને ત્રણ યોગની ચાવી ન સમજાય ત્યાં સુધી જૈન શ્વેતાંબર સંપ્રદાયનું રહસ્ય સમજાય નહિ. ત્રણ કરણ અને ત્રણ જોગની ચાવી નહિ સમજાયાથી અને બ્રાહ્મણ ધર્મ તથા બૌદ્ધધર્મની મોટી અસર થવાથી જ આજે પાપ અને પુણ્યની બાબતમાં તથા મોહરાગ અને અનુકંપાની બાબતમાં ભલભલા કહેવાતા દેરાવાસી જૈન મુનિઓ અને સ્થાનકવાસી જૈનમુનિઓ ગોટાવાળીને

સમાજમાં મોટો ગડબડાટ ઉભો કરી રહ્યા છે અને પાપ પુણ્યનો આશ્રય લઇને વગર સમજ્યે ભોળી ભટાક શ્રાવકોને ભડકાવી રહ્યા છે કાચું પાણી પીવાથી જે ફળ પીનારને થાય, એજ ફળ પાનારને થાય અને એજ ફળ એનું અનુમોદન કરનારને થાય. એજ પ્રમાણે ખાવાનું પણ સમજી લેવું.

જૈન સાધુઓ ભાગવતી દિક્ષા અંગીકાર કરે છે ત્યારે પાપ કર્મ નહિ કરવાનાં પચ્ચખાણ કરે છે. એનો સીધો અર્થ એવો થાય છે કે જે કરણી કરવાથી સાધુઓનાં સાધુપણામાં અતિચાર લાગે કે ભંગ થાય તે સઘળી પાપ કરણી છે જે કરણી કરવાથી સાધુઓને પાપ લાગે તેજ કરણી શ્રાવક કરે તો તેને પણ પાપજ લાગે પણ પુણ્ય થાય નહિ. પુણ્ય થવાની વાતો કહે છે તે તો બ્રાહ્મણ ધર્મની વાત છે, પણ જૈન ધર્મની તેવી માન્યતા નથીજ. બ્રાહ્મણ ધર્મમાં ચાર વર્ણ અને ચાર આશ્રમનાં ધર્મ જુદા જુદા માનેલા છે પણ જૈન ધર્મમાં તો ઘરબારી હોય કે ત્યાગી હોય, એ સઘળા માટે ભગવાને એકજ ધર્મ પ્રકાશેલો છે. એકજ ધર્મ છે અને શ્રાવકો એનું અંશે પાલન કરે છે અને સાધુઓ સંપૂર્ણ પાલન કરે છે.

આ વસ્તુ ન સમજાય ત્યાં સુધી જીવ અને દેહનો ભેદ ન સમજાય, જીવ ભોગ માર્ગમાંથી ત્યાગ માર્ગ તરફ વળે નહિ અને તેનું કલ્યાણ પણ દૂર જાય. જૈન ધર્મ તો આત્માનું આરાધન કરવાનો મહા માર્ગ છે આ વસ્તુ સમજીને જે પોતાના આત્મામાં પોતાના આત્માની શોધ કરે છે તે પરમ કલ્યાણને પામે છે.



---

જૈન તેરાપંથી સંપ્રદાય વિષે જે જિજ્ઞાસુઓને જ્ઞાન જોઈતું હોય તેઓ પોતાનાં નામઠામ લખી જણાવશે તો એ ધર્મને લગતું સાહિત્ય વિના મૂલ્ય મોકલી આપવામાં આવશે. છાપખાનાને લખવું.

# અપવાસ દ્વારા આરોગ્ય



અપવાસ કરીને જુદા જુદા
રોગો મટાડનારાઓની કહાણીઓ
સાથે, કેવી રીતે અપવાસ
કરવા તેને લગતી તમામ
હકીકતોથી છલોછલ ભર-
પૂર અતિ ઉપયોગી ગ્રંથ

કિંમત રૂપિયા અઢી
ટપાલખર્ચ જુદું.

એક નકલ ઘરમાં પડી હશે તો બચરવાળ
કુટુંબમાં સેંકડો રૂપિયા બચાવી આપશે.

વી૦ પી૦થી મંગાવવા લખો:—

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

મુદ્રક: નટવર એમ. વીમાવાળા
'ગાંડીવ' મુદ્રણાલય, હવાડિયો ચકલો સુરત.